ૐ

तत्सत् ब्रह्मणे नमः



# વેદાન્ત વીધી

અથવા

## જ્ઞાનગ્રંથી.

જેમાં સપ્રેમ ભક્તિસહ બ્રહ્મવિદ્યા સાર છે.

રચી પ્રસીદ્ધ કરનાર
લલ્લુભાઇ પ્રભાશંકર રાયકવાળ
મુળ રહેવાશી વડોદરા હાલ અધવારૂ
અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ પ્રત ૫૦૦



અમદાવાદ.
ધી રાજનગર ટાઇપફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.
સંવત ૧૯૬૩—સને ૧૯૦૭.
કીમત ૧-૪-૦ સવા રૂપીયો.



## ગીતી.

શુભ કાર્યમાં સઘળે, શંકર સુત અતિ પ્રેમે પુજાયે;
એવા દુંદાળાને, સમરતાં હૃદય હર્ષથી ઉભરાયે;
પ્રેમે કરે જે સેવા, તેને મન વાંછીત ફળ આપે;
દુઃખ સમયે ચઢી વારે, ગૌરી સુત સૌ સંકટને કાપે;
પ્રીતી વડે હું પ્રણામુ, એવા સિદ્ધી બુદ્ધિ તણા સ્વામી;
સહાય કરજો કાર્યે, વંદુ સરસ્વતી વળી શીરનામી;



# અર્પણ પત્રિકા

## હરિઃ ૐ

અદ્વૈત વિદ્યાના રહસ્યને સ્ફુટ કરી જગતનો ઉદ્ધાર કરનારા કૈવલ્ય નિત્યાનંદ બ્રહ્મ મહાસાગરમાંના ઉત્તુંગ તરંગ રૂપે તનુધારી શબ્દ બ્રહ્મ; નારાયણ સ્વરૂપ વિશ્વમાં અવ્યક્ત રૂપે છતાં જગતના કલ્યાણાર્થે વ્યક્ત રૂપ ધરી શ્રીમત્ જગતગુરૂ શંકર પોતેજ પરમહંસ શંકરાચાર્ય વર્ય્ય ભગવાનરૂપે સર્વ જનોનો ઉદ્ધાર કરવાને પૃથ્વી તળ પર વિલાસ કરતા જે વિચરી રહેલા જણાયલા છે તેજ પોતે અદ્વૈત છતાં દ્વૈત રૂપે ભાસી, અવ્યક્ત છતાં વ્યક્તતાથી આવિર્ભાવ દર્સાવીઃ પાછા અવ્યક્ત રૂપે સ્થાવર જંગમાત્મક સર્વ વ્યાપી વીરાજી રહેલા છે; તે ભગવાન શ્રીમંત શંકર નિર્મિત સ્થાનપર વિરાજેલા શ્રીમત પરમહંસ પરિવ્રાજકાચાર્ય્ય શ્રીમત્ જગતગુરૂ શ્રી શંકરાચાર્ય્ય યોગીન્દ્રવર્ય્ય શ્રી જગન્નાથ પીઠાધીશ્વર મહારાજ શ્રી જગન્નાથ તીર્થ નામધારી; આપ અદ્વૈત જ્ઞાનના સમુદ્ર છો. સમગ્ર વિશ્વના એક અદ્વિતીય જગતગુરૂ છો. ભગવાન શંકરના પ્રતિનીધિ છો. એ પ્રમાણે ધારી આપણા ચરણારવિંદમાં ભક્તિપ્રેરીત અને કૃતાંજલી થયેલો હું શિષ્ય વર્ગમાંનો એક આપનો જન લલ્લુરામ શર્મા નામે, ભટ પ્રભાશંકર મયારામનો પુત્ર આ અદ્વૈતજ્ઞાન, અભેદ સર્વવ્યાપી, ઐકમત્વ બ્રહ્મ પ્રતિપાદક યોગાદિ યથામતિ સંગ્રહીત કરાયલું આ ગુર્જરગિરામાં ગદ્યાત્મક ગુંથાયલું એક નાનુંસરખું પુસ્તક ( આ લઘુ ગ્રંથ ) અદ્વૈત વિદ્યાના આધાર સમજી આધેયત્વ રૂપે આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

**शिवमस्तु जगतामूच भगवानशंकर, सर्वतःशंतनोतु. हरि ॐ.**

# વિનંતી પત્ર.

પ્રીય મીત્રો જેમ તરવાર એ માત્ર કેહેડે બાંધે તેની નહી પણ જે મારે તેની થાય છે તેમ દાતારી અને ભક્તિ એ પણ માત્ર દેખાડે તેની નહી પણ કરે તેનીજ થાય છે, ને કરશે તેનીજ થશે. તેમ સ્વધર્મ પણ જે પાળે તેનો ધર્મ એમ છે. આ પુસ્તકમાં સાધારણ રીતે સર્વ ધર્મ પ્રતીપ્રાદન છે એમાં ગૌ સેવા અને તુલસી સેવન એ પણ અગત્યનાં માની સાની આગળજ એમનું વર્ણન આપવામાં આવ્યું છે. એ ઉપર લક્ષ લગાવી આખો ગ્રંથ અવલથી તે આખર સુધી શાંત ચીત્તે સારી રીતે વાંચી જઈ તેમાંથી સાર માત્ર ગ્રહણ કરવાની મહેરબાની કરશો એજ વિનંતી બાકી બીજો બોધ બુકમાં તથા પ્રસ્તાવનામાં પ્રેરેલો છેજ.

## ગાયના ગુણ.

### દોહરો.

સો ગુણ છે સુરભી તણા, તુળશી ગુણ તેતરીસ;
આર્યધર્મ રક્ષક, ફળદ, વરદ, સુરદ, જન ઈશ;
સતી સુરભી સુરમાં, વસતાં સુરજન કાજ;
સહુ તીર્થનું મુળ છે, શ્રી મુખ કહે સુરરાજ;
શ્રી મુખ કહે સુરરાજ, ઔંશથી આવ્યાં અવની;
નામ ધરાવ્યું ગાય, સેવકી લે જન ઘરની;
અર્થ સકળ તેથી સરે; વધે ગર્થ દે શુભગતી;
વાંચક જન વંદન કરે, સુરભી માત ધેનુ સતી;
અવનીમાં અવલોકય, ગાય માતા સુખકારી;
સુખનાં સાધન આપ, દયાથી આપે ભારી;
વીના દયાનો વાસ, નથી કોઇ ઠામે જગમાં;
અવની રસની માત, તૃપ્તિ કરે આ ભવમાં;
થાય મેઘંબર ગાજ, કરે વૃષ્ટિ જળ ભરવા;
મળ્યું ભરી લે આપ, માત માયા આચરવા;

માને ભુમી સેવ, બીજ જડ સાજી કરતાં;
ખેડણ કરવા જન્ન, બળદ ગણુને જોતરતાં;
વીના બળદ નહી થાય, ભુમીમાં પાક પરખના;
બને ન કાંઇયે ધાન, ભુખ લે પ્રાણજ જનના;
બળદો આપે માત, ગાય ગંભીરે તનના;
હરખે લે જન હાથ, જીવ દે જીવો જગના;
બળહુદ તેની માંય, ભરીને આપે બહુ એ;
અતિ વહે છે ભાર, કષ્ટ સહે છે કાયાયે;
વળી માત દે દુધ, જીવોના સુખને માટે;
તનનાં પોષણ થાય, વધે બળ બુદ્ધિ ઘાટે;
સદા કરે કલ્યાણ, વડાઇ જન લે તે જગમાં;
કદી રહે ના ન્યુન, સેવતાં તેને ઘરમાં;

દુધ, ક્ષીર, પયસ. સ્તન્ય, અને બાલજીવન, એટલાં નામ દુધનાં છે.

૧ દુધ મધુર છે, ૨ સ્નિગ્ધ છે, ૩ વાયુને અને ૪ પિત્તને હરનાર છે; ૫ દસ્ત સાફ ઉતારનારછે, ૬ વિર્યને તુરત ઉત્પન્ન કરનાર છે, ૭ ટાઢુ છે, ૮ સર્વ પ્રાણીઓના શરીરને અનુકુળ છે, ૯ જીવન આપનાર અર્થાર્થ જીવાડનાર છે, ૧૦ પુષ્ટી આપનાર છે, ૧૧ બળદેનારછે, ૧૨ બુદ્ધિને સારી કરનાર છે, ૧૩ મૈથુન શકિતને વધારનાર છે, ૧૪ જુવાનીને સ્થિર રાખનાર છે, ૧૫ આયુષ્ય વધારનાર છે, ૧૬ ભાગ્યાને સાંધનાર છે, ૧૭ રસાયન રૂપ છે,–વળી ૧૮ રેચ, ૧૯ વમન ક્રિયા, તથા બસ્તિ ક્રિયાની પેઠે ઓજ ( સામર્થ્ય ) ને વધારનાર છે, ૨૦ જીર્ણુજ્વરમાં, ૨૧ માનસિકરોગમાં, ૨૨ સોષમાં, ૨૩ મુર્છામાં, ૨૪ ભ્રમમાં, ૨૫ સંગ્રહણીમાં, ૨૬ પાંડુરોગમાં, ૨૭ દાહમાં, ૨૮ તરશમાં, ૨૯ છાતીનાદરદમાં, ૩૦ શુળમાં, ૩૧ ઉદાવર્તના રોગમાં, ૩૨ અર્શમાં, ૩૩ રક્તપિત્તમાં, ૩૪

અતિસારમાં, ૩૫ યોનીના રોગમાં, ૩૬ શ્રમમાં, ૩૭ ગ્લાનીમાં અને ગર્ભશ્રાવમાં દુધ હીતકારી છે, ૩૮ બાળકને માટે, ૩૯ વૃદ્ધને માટે, ૪૦ ક્ષતશરીરવાળા માટે. અને ૪૧ ભુખથી દુર્બળ થએલાને માટે દુધ સર્વદા હીતકારી છે, ૪૨ ગાયનું ધારોષ્ણ દુધ બળ આપનાર છે, ૪૩ હલકું છે, ૪૪ ઠંડું છે, ૪૫ અમૃતજેવું છે, વળિ ૪૬ ત્રૈણે દોષને ટાળનાર છે, ૪૭ નેત્રમાં અંજન કરવાના કામમાં નેત્રને હિત કરનાર છે, ૪૮ નેત્રની ગરમીને દુર કરે છે.

આટલા ગુણ તો ગાયના દુધમાં છે ત્યારે હવે ગાયના મુત્રમાં કેટલા ગુણ છે તે જોવા જોઇએ. ભાવમિશ્રપંડિતે ગાયના મુત્રનો ગુણ એવો બતાવ્યો છે કે—

૪૯ ગોમુત્ર તીખું છે, ૫૦ તિક્ષ્ણ છે, ૫૧ ગરમ છે, ૫ણ ખારૂં છે, ૫૩ તુરૂ છે, ૫૪ હલકું છે, ૫૫ અગ્નીને પ્રદિપ્ત કરનાર છે, ૫૬ પવીત્ર છે, ૫૭ પિત્તકરનાર છે અને ૫૮ કફ, ૫૯ વાયુ, ૬૦ શુળ, ૬૧ પેટનું ચઢવું, ૬૨ શરીરની ચળ, ૬૩ નેત્રના રોગ, ૬૪ મોઢાના રોગ, ૬૫ કોઢ, ૬૬ વાયુસંબંધી આમ, ૬૭ પેઢાના રોગ, ૬૮ ઉધરસ, ૬૯ શ્વાસ, ૭૦ સોજા, ૭૧ કમળો, ૭૨ પાંડુરોગ એઓને મટાડનાર છે.

આવા ગુણવાળું ગાયનું મુત્ર પિવામાં આવે તો ચળને, કોઢને, શુળને, મોહોડાના રોગને, નેત્રના દરદોને, ગોટાને, અતિસારને, વાયુ સંબંધી રોગને મુત્રના અટકાવને, ઉધરસને અને પેટના રોગને ૭૩ કૃમિ અને પાંડુરોગને ટાળી નાંખે છે, ૭૪ કાનમાં નાંખવાથી કાંનના શુળને નાશ કરે છે, ૭૫ બરલનું દરદ, ૭૬ પેટનાં દરદ, ૭૭ શ્વાસ, ૭૮ ઉધરસ, ૭૯ સોજા અને દસ્તની કબજાયત, ૮૦ શુળ તથા ૮૧ પેટનું ફુલવું, ૮૨ કમળો અને ૮૩ પાંડુરોગ, અને ૮૪ વાયુના રોગને દુર કરે છે. આટલા ગુણ તો ગાયના મુત્રમાં છે.

હવે તેના છાણમાં કેટલા ગુણ છે !

માટીની સાથે મિશ્ર કરેલું ગાયનું છાંણ લીંપવાથી અપવિત્ર ભુમિને પવિત્ર કરે છે;-વિશ્વદેવ પિતૃતરપણમાં. ૮૫ ગોમય ઉપલિપ્ય કરીને લીપવામાં આવે છે, ૮૬ મર્ણસમયે ચોકો કરતી વખતે ગોમયને પ્રાધાન્ય પવિત્ર ગણ્યું છે, ૮૭ ગાયના છાણનાં અડાઇયાં છાણાંથી વૈદીક માર્ગમાં ધાતુરસાયણની ભસ્મ કરવાના કામમાં આવે છે, ૮૮ તે અડાઇયાં છાણાંની ભસ્મને કપાળ ઉપર ધારણ કરવામાં આવે છે જેને વિભુતિ કહે છે, ૮૯ તેનાં છાણાં પાકશાળામાં રસોઈના કામમાં આવે છે, ૯૦ ગાયનાં અડાયાં છાણાંની ભસ્મ ગોક્ષુર અનુપાનથી ફાકવામાં આવે તો પ્રમેહ મટે છે, ૯૧ ગોમુત્ર મિશ્રિત ગાયનું છાંણ બળેવને દીવસે પ્રાશન કરવાથી અનેક દુષ્કર્મના દોષને દુર કરે છે, ૯૨ (વૈદીકમત).

પ્રત્યક્ષ ગાયના ગુણ—

ગાયના દુધમાં, છાણમાં અને મુત્રમાં ઉપર પ્રમાંણે ગુણ છે. હવે ગાયમાં કેટલા ગુણ છે તે જુવો. ૯૩ પોતાનું રક્ષણ કરનાર ધણીની સાથે પુર્ણ પ્રેમ બતાવે છે, ૯૪ પોતાને પાળનારના ઘરભણી નિયમસર આવીને ઉભી રહે છે, ૯૫ બહુ ગરીબ, પાલન કરનારી, અને આફતસમયે ધૈર્ય આપનારી ફળદાયક ગાય છે. એટલે તે રત્નની ખાંણ છે. જો કે વાછડી આપે તો બીજી ગાય બને અને વાછડો આપે તો તેનો આખલો કિંવા બળદ બને, ૯૬ જ્યારે બળદ થાય ત્યારે ખેતીવાડીના કામમાં ઉપયોગમાં આવેછે, ૯૭ ગરૂડપુરાણના મત્તદ્વારાએ વૈતરણી નદીપાર ઉતરવાને માટે ગાયની સહાયતા જોઈએ છીએ, ૯૯ સત્વગુણને પ્રકાશ કરનારી, ૧૦૦ આનંદ પ્રાપ્ત કરનારી. એવા ઓછામાંઓછા સો ગુણવાળી ગાય છે.

## તુળસીના ગુણ. (૩૩)

તુળસીના છોડ સુમારે બે હાથ ઉંચા વધે છે. એમાં કાળી અને ધોળી એવી બે જાતી છે. તુળસીને માંજરો આવે છે અને તેમાં તેનાં બી આવે છે, એ માંજરો અને તુળસી દળનો દેવની પુજામાં ઉપયોગ થાય છે. કાળી તુળશીનાં ઝાડ કાળા રંગનાં હોય છે. કાળી તુળશી ધોળી કરતાં વધારે ગુણવાળી છે, તુળશીના ઝાડમાં અનેક ગુણો હોવાથી આપણા પુર્વના રૂષીવર્યોએ દીર્ઘદ્રષ્ટી વાપરી સર્વ લોકના ઘેર ઘેર તુળશીના છોડ જોઈએ એવી યોજના કરી રાખી છે એ યોજના ઉપરથી તેઓનું પુર્ણ ડહાપણ અને દુરદ્રષ્ટીપણું વ્યકત થાય છે. તુળશીનું ઝાડ ઘરના આંગણામાં વાવવાથી આરોગ્ય વધે છે. તુળશીના ઝાડમાંથી એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થઇ તે આસપાસની રોગકારક હવાનો નાશ કરી તે હવાને ચોખ્ખી કરે છે એવા એ અપુર્વ ગુણને લીધે તુળશીના ઝાડની નીત્ય પુજા કરવાથી આપણને ઘણોજ ફાયદો થાય છે. તુળશીના ઝાડો ફકત આપણા હીંદુસ્તાનમાં છે આ દેશમાંના લોકોના સુખના માટે નીરમાણ કરી છે એ આપણા ઉપર ઈશ્વરની બીજા સર્વ દેશમાંના લોકો કરતાં ઘણીજ મોટી બક્ષીશ છે છતાં આ બક્ષીસનો તીરસ્કાર કરી પૌષ્ટીક ઓષધો માટે કોડલીવર ઓઈલ ( માછલીનું તેલ ) અગર ચીનઇ, ચા, અને વળી તે હાડકાના ને માટીના પ્યાલામાં પીવી પાવી આ કેટલો નીશીધ પ્રકાર છે વારૂ? આવા જે આપણા લોક પૈકી દેશ બગાડનાર અને મહા અજ્ઞાન લોકછે તેઓને આ વાતની કંઇ શરમ લાગતી નથી. ગાયના દુધ જેવો પૌષ્ટીક પદાર્થ આ સૃષ્ટીમાં બીજો કોઈ નથી છતાં તે તેઓને પૌષ્ટીક લાગતો નથી. તુળશીના પાનના જેવી રોગહારક અને પૌષ્ટીક ચાહ મોટા જથામાં અને ફાયદાકારક મળવા છતાં તેને ગ્રહણ કરતા નથી એનાં કારણો નો વીચાર કરવા માંડયાથી એવું જણાય છે કે તેઓની આંખો

ઉપર પરદેશી વીદ્યાનાં પડળ ચઢેલાં છે અસ્તુ કાળચક્રના ફેરા-
માં હમણાં આ આપણો હીંદુસ્થાન દેશ પડેલો છે તે કાર-
ણથી એવી વીપરીત બુદ્ધીઓ ઉત્પન્ન થાય તેમાં બીજો ઉપાય
નથી માટે સર્વ સમજુ માણસોએ પોતાના ઘરની હવા સુધ-
રવા માટે તુળશીના છોડ કુંડામાં વાવવા જોઇએ અને તેમાં-
થી એક બે કુંડાં ઘરમાંના પરસાળવાળા પ્રત્યેક ભાગમાં
અને ઓરડીઓમાં દીવસે તો રાખવાં અને સંધ્યાકાળે ખુલ્લા
ઓટલા ઉપર લાવી તે કુંડાં મુકવાં ને આખી રાત ત્યાંજ
રહેવા દઇ બીજે દીવસે સવારમાં લઇ ઉપર કહ્યા પ્રમાણે ઘરમાં
ફેરવતા જવું એમ કરતા રહેવાથી પ્રકૃતી સારી રહી અનેક
વીકાર તાવ અને વાયુ વિગેરે વીકારો થતા નથી. તુળસી સા-
ધારણ રીતે નીચે પ્રમાણે ગુણવાળી છે. ૧ તુરી, ૨ તીખી, ૩
દાહકર, ૪ પીતકર, ૫ અગ્નીદીપક અને ૬ વાયુ, ખસ, ઉપકી,
કરમીયા, ઉલટી સુળ, તાવ, ઉપકી (હેડકી) એનો નાશ કરેછે.
તુળશીનો ચાહ તાવ, આળસ, સુસ્તી, અરોચક, દાહ, વાતવીકાર
અને પીત એ ઉપર તુળશીનાં પાન સુમારે એક તોલો લેઈ
અરધારોર પાણીમાં નાંખી, તે પાણી ઉકાળવું અરધું પાણી બળી
રહે એટલે પછી ઠંડું પાડી એમાં રૂચી પ્રમાણે સાકર નાંખી
પીવું એ ઉકાળો ઉપર બતાવેલા સર્વ રોગો દુર કરે છે બીજો
પ્રકાર ૮ કાળી તુળશીના પાન એક તોલો લેઈ ઉપર પ્રમાણે
ઉકાળો કરી તેમાં તેટલુંજ દૂધ નાંખી અને બે તોલા સાલમ
અને બે એલચી દોડાનું ચુર્ણ કરી તે ઉકાળામાં નાંખી તે
કાઢો પીવો એક વખત પીવો જેથી ઉત્તમ પુષ્ટી પ્રાપ્ત
થાય છે. એમાં સ્વાદ આવે છે અને અનેક રોગો દુર થાય
છે એવી આ તુળશીની ચાહ પરદેશી નીઃસત્વ અને રકતશો-
શક ચાહ કરતાં ગુણોમાં હજારગણી શ્રેષ્ટ છે. એટલા માટે
ચાહ જોઇએ તો તુળશીની ચાહ કરવી અને પીવી એ આપણા
આર્ય લોકોને હિતકારક છે. ૯ મણીયારી નામના પ્રાણીના

વિશ ઉપર કાળી તુળશીના પાનનો રસ નવટાંક પરીયંત પાય છે અથવા પાનાં ચવરાવે છે. દાંત ચોટી જાય તો નાકના છીદ્રમાં રસ રેડે છે અને તાળવે તથા હાથને પગને તળીએ બે ઘડીવાર સુધી ચોપડે છે. ૧૦ વિષમજ્વર ઉપર કાળી તુળશીના પાંદડાના રસમાં મરીઆંની ભુકી નાંખી ને તે રસ પાય છે. ૧૧ અતીસાર ઉપર તુળશીનાં બી રાતરે પાણીમાં ભીજવી રાખી સવારે ચોળીને પાવાં, ૧૨ બાળકની ઓકારી ઉપર તુળશીના રસમાં મધ નાંખી સવારે પાય છે. ૧૩ બાળકની ઉલટી અતીસાર ઉપર કાળી અગર ધોળી તુળશીનાં, બી, વાટી ગાયના દુધમાં પાવાં, ૧૪ દાદર ઉપર રાતી માટી અને તુળશીનાં પાંદડાં એકઠાં કરી દાદર ઉપર ચોપડવાં,—

૧૫ વીછીના ડંસ ઉપર તુળસીનો રસ ચોપડવો, ૧૬ વાયુ ઉપર તુળસીનો રસ ને આદાનો રસ મધમાં નાંખી પાવો અથવા તુળસીનો રસ મરીયાંની ભુકી તથા ઘી અથવા મધ નાંખી પાવો એટલે કેટલોએ બળવાન વાયુ હશે તે દુર થશે. ૧૭ રતાંધળ ઉપર કાળી તુળશીનાં પાંદડાંનો રસ ચૌદ દીવસ રોજ બબે ટીપાં આંખમાં પાડવાં, ૧૮ જ્વર ઉપર કાળી તુળશી જંગલી તુળશી ને કુદીનો એ ત્રણેનો રસ ત્રણ કીંવા સાત દીવશ પાવો, ૧૯ સીતપીત એટલે શીઅલ ધાય તે ઉપર તુળશીનો અંગ રસ શરીરે ચોળવો. ૨૦ દાદર ઉપર તુળશીનાં પાંન ચોળવાં અથવા તુળશીનાં પાંદડાંનો રસ ગાયનું ઘી અને ચુનો કાંસાના વાસણમાં ખલીને ચોપડવું. ૨૧ બાળકની શીલી ઉપર તુળશીનો રસ પાવો. ૨૧ ઊંદરના વિષ ઉપર તુળશીના રસમાં અફીણ વાટીને ચોપડવું, ૨૩ આગંતુક જ્વર ઉપર કાળી તુળશીના પાનાં સુંઠ ને સાકર એનો કાઢો પાવો. ૨૪ કાંન પાકે તે ઉપર કાળી તુળશીનો તથા ભાંગરાનો રસ એકઠો કરી કાંનમાં પાડવો. જખમમાંથી રક્ત શ્રાવ થતો હોય તો તુળશીનાં પાંદડાં

વાટી લેપ કરવો, લીદોશજન્ય ઉલટીઉપર તુળશીના રસમાં એ-લચીનું ચુર્ણ નાંખી પાવું. સોથ (સોજા) ઉપર તુળશીના ર-સમાં મરીયાંની ભુકીને ઘી નાંખી તે પાવું. વીષમ જવર ઉપર તુળશીનાં અઢી પાનાની ગોળમાં ગોળી કરી ખાવી આ ઉપરાંત ૨૫ તુળશી હૃદયને હીતકારક, ૨૬ ગરમદીપત છે, ૨૬ દુરગંધ દુર કરનાર, ૨૭ મુત્ર કૃચ્છમટાડનાર, ૨૮ સ્વાસ ખાસી અને દમને શમન કરનાર ૨૯ ઉન્માદન ઉડાડનાર ૩૦ આનંદજનક, ૩૧ સોભાગ્યદાયક, ૩૨ પવીત્રતાજનક અને ૩૩ આવરદા વધારનાર છે.

### સવૈયા.

માત મીલે, પુનઃતાત મીલે, સુત ભ્રાત મીલે સબ સુખદાઈ,
રાજ મીલે ગજરાજ મીલે સબ સાજ મીલે ધરસંપત આઈ;
લોક મીલે પરલોક મીલે સતલોક મીલે વૈકુંઠહી જાઈ,
કહે ઉદ્ધવ સુનો ચીદ્દઘન સબ મીલે પરસાધુ સમાગમદુર્લભભાઈ.

### સવૈયા.

નારી મીલી કુલવારી મીલી જ્યું અટારી મીલી મહીં કાયઢળ્યોહે, પુત મીલે કાહુ દૂત મીલે કાહુ ભાગ્ય ખૂલ્યો હે; રાવ ભયો પત શાહ ભયો જગશીષ્ય નયો હે, બ્રહ્મમુની નીર-ધાર કીયો એક સતસંગ ન મીલ્યો તો ઓર કહા મીલ્યોહે.

### સવૈયો.

એક સમે બનમેં બસકે મૃગ રાજની નારને નાહર જાયો,
કાહુ ગાડરીયાકે હાથ પર્યો જીન આનકે શેરીમાંહી મીલાયો;
ભૂલ ગયો અપનો કુલ કર્મહી રૂપ ભયો જબ દુધ પીલાયો,
એસેહીં આતમ સંગ શરીરસું બ્રહ્મકોછાંડર જીવ કહાયો.

### દોહરા.

દાતાથી મોટો નહિં, દાતાથી નહિં શુર;
દાતાથી ડાહ્યો નહિં, પ્રતાપ એનો પુર.

બોતેર કળા બુદ્ધી વધે, ચઉદવિદ્યા ચિત ચહાય;
દાતા ગુણ જેમાં વસે, બહોળો જશ બંધાય.
કળવિકળ જાણે સહી, દીલથી હોય દાતાર;
વિશ્વંભરને વાલો ઘણો, ધન્ય એનો અવતાર.

## કુંડળીયો.

બ્રહ્મબીજ જગ વૃક્ષ હે સાધુજન ફળ તાંય,
ચરચા રસ અમૃત ભરે, બીજ હું ફળકે માંય;
બીજા હું ફળકે માંય નહી તરૂવરસેં દર્સે,
ફળકી પ્રાપત ભયે બ્રહ્મરસ ઉભય જ્યું પરસે;
રામચર્ણ દ્રઢ પ્રીતિકર સંત ચરણ લપટાય,
બ્રહ્મબીજ જગ વૃક્ષહે સાધુજન ફળ તાંય.

## અભીપ્રાય.

બ્રહ્મનિષ્ટ રા. લલુભાઈ પ્રભાશંકરે યત્નથી અદ્વૈત જ્ઞાન ઉપદેશક યોગશાસ્ત્રના તત્વોનો બોધ કરનારો આ લઘુ ગ્રન્થ ગદ્યરૂપે સંગ્રહીત કરેલો છે તેનું સંસ્થાન ધ્રાંગધરાના રાજ-વૈદ્ય કવિરાજ હેમરાજ વિ. હરિભાઈ અવલોકન કરીને કર્ત્તા પ્રતિ પોતાનો પ્રેમ દરસાવી નીચે પ્રમાણે અંતઃકરણના ઉદ્-ગાર કવિતારૂપે પ્રકટ કરી જણાવે છે કેઃ—

---

## हरिः ॐ.

### दोहरा.

શ્રી પતિ ચરણ સરોજ રજ, ધરિ શિરપર પુનીત;
કરિ અવલોકન ગ્રંથનું, અભિપ્રાય ધરિ ચિત્ત. ॥ ૧ ॥
લલ્લુભાઈ શર્મા તમો, બ્રહ્મનિષ્ઠ છો સાર;
ગ્રંથ વિચારી ઉદ્‌ભવ્યો, અરપું તે ઉદ્‌ગાર. ॥ ૨ ॥

## શાર્દૂલ વિક્રીડિતમ્

રાખી સેવક સેવ્ય ધર્મ નવધા ભક્તિ વિવેકે ધરી,
સારી કર્મ ઉપાસના કથિ અને કૈવલ્ય જ્ઞાને કરી;
કર્તા ગ્રન્થ રચી જનોપર દયા શ્રી લલ્લુ શર્મા તમો,
પ્રેમે તત્વમસિ સ્વરૂપ પ્રકટી સદ્ભકત ચિત્તે રમો. ॥ ૩ ॥
પામે ધ્યાન કરે મને મનનને ને ધારણા યોગને,
સાધે શ્રેષ્ઠ સમાધિ ટાળિ પળમાં સંસારના રોગને;
કર્મ કલેશ થકી વિશુદ્ધ નર તે છે મુકત છુટો થઈ,
નિત્યાનંદ શિવાખ્ય પ્રેમપદમાં રાજે ધરામાં રહી. ॥ ૪ ॥

## સોરઠો.

આત્મબોધ પદ સિદ્ધ સ્નેહ થકી સેવો મળે,
અવલોકન મેં કીધ સેશ્વર વાદી ગ્રન્થ છે. ॥ ૫ ॥

## શાર્દૂલવિક્રીડિતમ્

પામી લાલન માનસિંહ નૃપને પાણિદ્રયે સર્વદા,
શ્રીમદ્ ધ્રાંગધરા નિવાસ નગરી આનંદથી વર્તતા;
જાતાં સ્વર્ગ નરેશ દેશ તજીયો પ્રેમે પરીક્ષા ઠરી,
કીધો શ્રી નગરે નિવાસ સમજો સુજ્ઞો વિચારી કરી. ॥૬॥

## સોરઠા.

મહારાજ નૃપ માન યુગ કર લાલન માનથી,
પામી જીવનદાન રાજનગર રાજી રહ્યા. ॥ ૭ ॥
હેમરાજ લખી સૂત્ર અભિપ્રાય મતિ અનુસરે,
રાજવૈદ્ય હરિ પુત્ર સેવામાં સ્નેહે ધરે. ॥ ૮ ॥

इत्यलं हरिः ॐ शिवमस्तु.

ॐ ततसत् परमात्मनेनमः

# પ્રસ્તાવના.

સર્વ વિદ્યાનું શિખર તત્વજ્ઞાન છે અનેક શાસ્ત્ર અને કળાથી મનુષ્યનું મન સંસ્કારી થઇને ઉત્તમોત્તમ જ્ઞાન ગ્રહણ કરવા પાત્ર થાય છે અને જ્ઞાન એ સાધ્ય છે અને જ્ઞાનજ સુખદાતા છે.

આપણા ભરતખંડનું એ ઉત્તમ જ્ઞાન–આ જગતના બીજા ખંડો જે આજ કેટલાંક શાસ્ત્રો અને કળાઓમાં આપણાથી અગ્રેસર છે અને આપણા ઉપર સંસારની સમૃદ્ધિમાં શ્રેષ્ટતા ભોગવે છે તે જ્યારે છેક અજ્ઞાન અવસ્થામાં હતા ત્યારથી તે આજ સુધી પશ્ચાત પડયું નથી. આપણા લોકનો ઉજવલ ઉત્તમ અને અમર યશ આપણા મહાજ્ઞાની પુર્વજોએ એવા તો શિખર ઉપર લાવી મુકયો છે કે તેની તુલના આજ દેશ-કાળ ઘણા પ્રકારે ફરી જતાં પણ, અનેક વિદ્યા વૃધીનાં અનેક અસાધારણ અદ્ભુત સાધનો વધતાં પણ હજી કોઇ દેશના લોક કરી શકયા નથી એમ કહીએ તો ચાલે. બીજા ખંડોના કેટલાક અગ્રેસર ગુણજ્ઞ પંડીતો ભરતખંડના તત્વજ્ઞાનના અલૌકીક ઉત્તમોત્તમ વિચાર આગળ હજી માનપુર્વક નમે છે. આ કંઇ ઓછી અભીમાનદ અને સંતોષકારક વાત નથી.

પણ આપણા અપ્રતિમ પુર્વજોના અમર યશ પીને દ્રષ્ટી પાછી વળતાં આપણી અવસ્થા સામુ જુવે છે ત્યાં શું પરિણામ થાય છે? જ્યાં અભિમાન અને સંતોષ ક્ષણવાર આવ્યો હતો. ત્યાં અપમાન–ભ્રષ્ટતા પતિતતા અને તજ્જન્ય ખેદ આવી સર્વ છાઇ નાખે છે. સમજુઓ જેઓ પરાપર વિચાર કરી શકે છે તેઓ તો મુર્છિતજ થઇ જાયછે આ તે કેવી વિષમ અવસ્થા?

વેળા વિતતાં કાળે કરેલા પટને દુર કરવાનું તો રહ્યું પણ તે પટાન્તરમાં મહા મુલ્યવાન સુખદ પદાર્થ છે એટલું જાણુવાનું પણ ભાન નહિ એ ઓછી સંતાપકારક વાત નથી. પણ એથી પણ વધારે સંતાપકારક એ વાત છે કે જે વાત ધ્યાનમાં નથી આવતી તે આપણે ધિકારતાં શીખ્યા એટલે તે પંથે જઈ તે પામવાની આશાજ નહિ. એમ થવાથી જેમ ગાંડા ઘૂમે છે તેમ આપણે કપાળે આપણા અજ્ઞાનદર્શક ચિન્હ ચોહોડી આપણે વિસે મોહોએ વલવલતા અને અવેરા થઈ વળખાં મારવા મંડયા તેથી સર્વ સમજુઓની દયાને પાત્ર થઈ ગયા. તિરસ્કાર પામ્યા અને છતે ધને રંક થઇ પડયા.

આર્યોની પ્રાચીન વેદ વિદ્યાએ હાલમાં સર્વ દેશોનું લક્ષ ખેંચ્યું છે.તે એટલે દરજ્જે કે વિદેશી અનેક વિધર્મી વિદ્વાનો પણ તનમનથી એક તાનથી ભારતીય અધ્યાત્મ વિદ્યાના પઠન પાઠનમાં અપરિમિતપરિશ્રમ અને ઉત્સાહ પુર્વક પરિશીલન કરી રહ્યા છે; અને પોતાના જીવનનું સાર્થક પણ તેમ જ ગણે છે. પરદેશીઓના આ ઉત્સાહે આજ કાલ આપણા આર્ય ભાઇઓની પણ શિથીળ ભાવનાઓને કંઈક અંશે સતેજ કરી તેમની સ્વધર્મ પ્રતિ ઉપેક્ષા અને આળસ્ય રૂપ નિદ્રા ઉડાડી દીધી છે. તેમ છતાં સખેદ લખવું પડે છે કે એ જાગૃતિ જેવી તીવ્ર અને પ્રબળ જોઇએ તેવી અધ્યાપ દૃષ્ટિએ પડતી નથી. જ્યારે વિદેશી વિદ્વાનો અરે! વિદેશી વિદુષીઓ પણ આપણાં શાસ્ત્રોની આલોચનામાં આપણા પ્રાચીન આચાર-વિચારના પાલનમાં અને પઠન પાઠનમાં પોતાને કૃત કૃત્ય માને; અરે! આપણી પોતાની વિદ્યા આપણને શીખવવા અને સમજાવવા લાગે, ત્યારે પણ આપણે પોતે આપણું સર્વથી શ્રેષ્ઠ જણાઇ સિદ્ધ થઈ ચુકેલું આધ્યાત્મિકજ્ઞાન ગ્રહણ કરવામાં પ્રમાદ રાખીયે એ કેવું આશ્ચર્ય તેમજ ખેદકારક છે?

તાત્પર્ય કે આ પ્રાપ્ત અમુલ્ય પ્રસંગે ભારત અને ભારતીય વેદ વિદ્યાનું અભિમાન ધરાવનાર વ્યક્તિ માત્રે યથા શક્તિ આપણાં પ્રાચીન શાસ્ત્રોના ઉહાપોહમાં ઉત્સાહ પુર્વક ભાગ લેવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય ન વિસારવું. હવે આ પુસ્તકના પ્રયોજન-ઉદ્દેશના સંબંધમાં બે શબ્દો લખવા આ સ્થાને યુક્ત ગણાશે. ઇશ્વરે જ્ઞાન પરંપરા સિધ્ધ સનાતન વેદમાં પ્રતિપાદિત વિદ્યા બે પ્રકારની છે. (૧) પરા અને (૨) અપરા વિદ્યા. વેદચતુષ્ટયના અંતર્ગત સમગ્ર કર્મ કાંડનો પેહેલા પ્રકારની અપરા વિદ્યામાં સમાવેશ થાય છે અને તેમાં આવેલા અવિનાશી બ્રહ્મનું જ્ઞાન આપનારા અધ્યાત્મીક પ્રસંગમાં પરાવિદ્યાનું પ્રતિપાદન કરેલું છે. યદ્યપિ સંહિતાઓમાં સ્થળે સ્થળે જ્ઞાનનું વર્ણન આવે છે; પરંતુ તેનું સંપૂર્ણ સંપાદન માત્ર ઉપનિષદ્ ગ્રંથોમાંજ મળી આવે છે; આથી ઉપનિષદો પરાવિદ્યાના મુખ્ય ગ્રંથો ગણાય છે. તેમજ આભાવ ઉપનિષદ્ શબ્દના અર્થમાંજ ઘણે અંશે સુચિત થએલો છે. ઉપનિષદ્ એટલે ચિત્તવૃત્તિને ઇશ્વરની-પરમાત્માની સમીપ લઇ જઈ, અર્થાત પરમાત્માને ધ્યાનગમ્ય કરાવી તેની સાથે સાધકનો અભેદભાવ સ્થાપન કરનારી બ્રહ્મવિદ્યા. આવા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવનારા વેદના જ્ઞાનોપદેશ કરનારા ભાગો ઉપનિષદ્ કહેવાય છે.

જે થકી આ સઘળા જગતનું મુળ કારણ પ્રકૃતિ ઉત્પન્ન થએલ છે ને તે જેમાં લીન થાય છે ને જેણે કરીને તે ધારણ કરાય છે તે વિશ્વના અંતરયામીને નમઃસ્કાર હો.

કોઇ પણ કાર્યમાં પ્રયોજન વીના પ્રૃવૃતી થવાનો સંભવ નથી એ નીયમ પ્રમાણે આ ગ્રંથ રચવામાં પણ કાંઇ પ્રયોજન હોવું જોઇએ તો તે વીદીત એમ છે જે ઘણા વર્ષથી મારા વાંચવામાં વેદાન્ત, ગ્રંથો આવતા જવાથી પ્રાચીન આર્ય

પુરૂષોના સદ્બોધક ઉત્તમ ઉદગારો જાણવામાં આવ્યા જે ઉ-
પરથી મેં ધાર્યું કે હાલના સમયમાં એ ઉત્તમ વીચારો એક
સંક્ષિપ્ત ગ્રંથ રચીને તેમાં જણાવવા એ સારૂં છે. વળી એ
વીચારો હાલની પ્રજામાં વાંચવામાં આવે તો તેમને જણાય
કે પ્રાચીન આર્યોએ હમણાંના જેવાં સાધનો ન છતાં પણ
વેદાન્ત વીષય સંબંધી કેટલું બધું અદ્ભૂત જ્ઞાન મેળવ્યું
હતું ? વળી કોઇ પણ વીષય લીધા વગર ગ્રંથની રચના
થવાનો સંભવ નથી માટે કાંઈ વીષય લેવો જોઇએ એમ વી-
ચારતાં ધ્યાનમાં એમ આવે છે કે હાલના સમયમાં નાટકો,
ચેટકો, કલ્પનાઓ, નીબંધો નોવેલો વીગેરે નાના પ્રકારની
વ્યવહારીક વાર્તાઓ કરતાં આત્મકલ્યાણાર્થેની વાત વીસ્તારવી
એ ઉત્તમ છે એમ ધારી સ્વાનુભવ સારૂ તથા સર્વ સજ્જનો
અને મુમુક્ષુઓના મનનાર્થે માટે કર્મ, ઉપાસના, ભકિત. જ્ઞાન,
વૈરાગ્ય, અને ધ્યાન ધારણા તથા સંમાધીઆ આઠે યોગનું
વિધાન સંક્ષેપથી એક ગ્રંથમાં સમાવ્યું હોય તો તે એકજ
ગ્રંથ વાંચવાથી ઘણાક વીષયોના મૂળ તત્વોનું વાંચક વર્ગને
સહેજ સારૂં જ્ઞાન થાય ને તે સબંધી વિશેષ જ્ઞાન મેળવ-
વામાં તે પોતાની મેળે વધારે પ્રવર્તે એવા વીચારથી આ
ગ્રંથમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાના અરાડે અધ્યાયના આધારે
અને વેદાન્ત સંબંધે પ્રસ્થાન ત્રયના બની શકે તેટલા તમામ
ગ્રંથોના સાર રૂપે કર્મ ઉપાસના, ભકિત વૈરાગ્ય, જ્ઞાન, અને
ધ્યાન ધારણા તથા સમાધી યોગનું વિધાન મારી અલ્પ મ-
તિના અનુભવ પ્રમાણે સ્વાનુભવ સારૂ આરંભ્યું છે તથા
ગ્રંથ બહુ વધી ના જાય એવી રીતે સંક્ષેપથી એ વિષયો સં-
બંધી મૂળતત્વો તરીકે તાત્પર્ય આપવા પ્રયત્ન કરીને ગ્રંથ
સર્વ સુજ્ઞ સજ્જનોની સેવામાં મુકયો છે તેનો ઉપયોગ પોત
પોતાની મતિઅનુસાર કરવા સર્વ કોઈ સ્વતંત્ર છે. કુશળ ગ-
ણુએ સર્વ નાના મોટા ગ્રંથમાંથી પૂષ્પમાંથી ભમરની પેઠે

સાર ગૃહણ કરવો જોઈએ. એ પ્રમાણે જેમાંથી થોડા શ્રમે કરી ઘણું જ્ઞાન મળે એવો આ લઘુ ગૃંથ સુજ્ઞ જનો સુદ્ધ મનથી સંપૂર્ણ વાંચી સાર સંગૃહ કરશે એવી આશા રાખું છું. આ અનંત આકાશમાં રહેલા સુર્ય, ચંદ્ર. પૃથ્વી, ગૃહ, તથા નક્ષત્ર આદી અસંખ્ય ગોળા તથા નાના પ્રકારના અનેક સ્થાવર જંગમાત્મક પ્રાણી વર્ગાદીક અપાર ચમત્કાર વાળા સરૂ પદાર્થો જોઈને કોઈપણ વીદ્વાન પુરૂષ તેની ઉત્પત્તી સંબંધી વીચાર કરે તો આશ્ચર્ય પામ્યા વગર રહેજ નહિં તેના મનમાં આ સર્વ કાર્યનું કાંઈ પણ કારણ હોવું જોઈએ એવા વીચારો આવ્યા વીના રહેજ નહિં કેમકે કારણ વીના કાર્યની ઉત્પતી થતી નથી એ સર્વ સીધ્ધ છે ને અનુભવ પણ એમજ થએલ છે એ વીષે અતિ પ્રાચીન ધર્મને પ્રતિપાદન કરનાર વેદના અંત ભાગમાં સારી રીતે વર્ણન કરેલ છે એમાં કહેલ છે કે સૃષ્ટીના પૂર્વે આ બધું એક આત્મરૂપેજ હતું શ્રીમદ્ ભગવદ્ ગીતાના નવમા અધ્યાયમાં કહેલ છે કે પરમેશ્વરના આત્મ સ્વરૂપના સાનિધ્યપણાથી માયા, ચરાચર, વીશ્વને ઉત્પન્ન કરે છે. પ્રાણી માત્રને વિશે દયા, મૈત્રી, દાન તથા મધુર વાણીથી વર્તવું એના જેવું વશીકરણ ત્રણ લોકમાં બીજું નથી અને જેનાથી શ્રેષ્ટ. અતિ સુક્ષ્મ તથા અતિ મોટું બીજું કંઈજ નથી એવા સર્વેશ્વર પોતાના પ્રકાશ રૂપ મહિમામાં નિશ્ચળ રહે છે ને તેણે કરીને આ સર્વ જગત વ્યાપ્ત છે એવા ઇશ્વરને પોતાના હૃદયમાં સ્થાપી તેની ઉપાસના કરી તેના શરણમાં રહેવું એમ ઊપનીષદોમાં પણ કહેલ છે તે ઇશ્વર સર્વના આદિ સર્વ સયોગ નિમત્ય ઊપાદાન કારણ ત્રણ કાળથી પર તથા કાળ રહિત અને ધર્મને વદ્ધન કરનારને પાપને ટાળનાર તથા વીશ્વના આધારભુત એવા પોતાના આત્મા વીશે રહેલ જાણીને મોક્ષની ઈચ્છાવાળાએ તેમને શરણે જવું એ અવશ્યક છે.

પ્રથમ સત્ય સંપાદન રાખવું સદાચરણે વર્તવું ને સ્વધર્મ સાચવવો. સ્વધર્મ શું છે તે પણ સર્વ મનુષ્યોએ જાણવો જરૂર છે ધર્મ સુત્રોમાં કહ્યું છે કે જે આચરણને આર્ય પુરૂષો વખાણે ને જેનાથી ઉદય તથા કલ્યાણ થાય તેજ ધર્મ જાણવો ધર્માચરણ કરનાર કોઈ પણ પુરૂષ દુર્ગતિને પામતો નથી માટે સદાચરણથી વર્તવું. સદ્વિદ્યા સંપાદવી અને સ્વધર્મ પાળવો. મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું કહ્યું છે ને તેની બાલ્યાઅવસ્થા વીશ વર્ષ પર્યંતની હોય છે ને મધ્યમ અવસ્થા સાઠ વર્ષ પર્યંતની હોય છે. મનુષ્ય શરીરને કાંઈ વિઘ્ન ન આવે તો વૃદ્ધીનો નિયમ ચાળીસથી પચાસ વર્ષ પર્યંતને ત્યાર પછીના પચાસ વર્ષ સુધીમાં ક્ષયનો નીયમ લાગુ પડે છે તે ઉપરથી તેનું આયુષ સો વર્ષનું હોવું જોઈએ એમ ભાસે પણ છે તે સંપૂર્ણ રીતે ભોગવી શકવા માટે પ્રાચીન આર્યોએ તેના ચોથા ભાગ એટલે પચીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવા આજ્ઞા કરેલ છે તેમ પહેલી અવસ્થામાં રૂડી રીતે બ્રહ્મચર્ય પાળીને અંગે દ્દઢ થવાથી પોતાનું સો વર્ષનું આયુષ પૂર્ણપણે ભોગવી શકાય છે ને તે કાળમાં સર્વ સાધનો સાચવી મોક્ષ પણ મેળવી શકાય છે જેમકે નર નરની કરણી કરે તો નરનો નારાયણ થાય. એમ શાસ્ત્ર સારી રીતે પોકારીને કહે છે. મનુષ્ય દેહ પ્રાપ્ત થયે જાણવાની ઘણીજ અસંખ્ય બાબતો છે તેનો પાર આવે તેવો નથી તો પોતાના આત્મકલ્યાણાર્થેની વાત પ્રથમ વીચારવી જોઇએ એ પરમ પૂરૂષાર્થ છે માટે જોઈએ તો ઉદર નીર્વાહ માટે જે જે વિદ્યાઓ બતાવેલી છે તે પૈકી એકાદ વિદ્યા સારી રીતે સાધ્ય કર્યાબાદ તેને આધારે નિર્વાહનું સાધન સંપાદન કરીને પણ મોક્ષાર્થ માટે પ્રથમ ગીતા શાસ્ત્રનો અભ્યાસ કરવો. એ ગીતા સર્વ શાસ્ત્રમયી છે. માટે સર્વ સાધનો સહ ગુરૂના સાનીધ્ય ગીતાનો અભ્યાસ પૂરો કરવો. એની અંદર કર્મ, ઉપાસના

ભક્તિ, વૈરાગ્ય,અને ધ્યાન એ પાંચે યોગનું વિધાન વિસ્તારપૂર્વક આપેલ છે ને ધારણાયોગ અને સમાધીનું સંપૂર્ણ વિધાન પંચદશી અને પાતંજલી યોગ સુત્રમાં આપેલ છે.

એવાં એ વેદાન્ત શાસ્ત્રો સર્વ આર્યોએ અવશ્ય ભણવાં જોઈએ કારણ એ આર્યોનાં ધર્મ પુસ્તકો છે. કેટલાક આધુનીક જનોને એવો વહેમ છે કે વેદાન્તના ગ્રંથો સમજવાથી વ્યવહાર બગડે છે એ વહેમ ખોટો છે કારણ સાક્ષાત રામ, જનક, તથા યુધિષ્ઠરાદિએ જ્ઞાન મેળવ્યા પછીજ રાજ્યાદિક, વ્યવહારીક, સર્વ કર્મ કરેલાં છે. શિવાય આગળ ગુરૂને ઘેર જઈને ભણવાનો ચાલ હતો ત્યારે સર્વ શિષ્યો જ્ઞાન સંપાદન કર્યા પછીજ વ્યવહાર આચરતા હતા. જ્ઞાન પ્રાપ્ત થવાથી તો ઉલટું ધૈર્ય વધે છે સુખમાં બહેકી જવાતું નથી ને દુઃખ સહન કરી શકાય છે. સર્વ ભૂતપ્રાણીમાં સમભાવ પ્રાપ્ત થાય છે, સંપનો વધારો થાય છે સંપથી વ્યવહારીક બાબતોમાં આવતાં તથા ભવિષ્યમાં દેખાતાં વિઘ્નો ટાળી શકાય છે. તેથી દેશની વ્યાવહારીક ઉન્નતિ અને પોતાનું તથા પોતાની પ્રજાનું કલ્યાણ થાય છે. એ પ્રમાણે જ્ઞાન તો, દેશની ઉન્નતિનું તથા અત્યંત દુઃખની નિવૃતિ અને પરમાનંદની પ્રાપ્તિ રૂપ મોક્ષનું પરમ સાધન છે. માટે વહેમ છોડી આર્યોએ જ્ઞાન સંપાદન કરવું યોગ્ય છે. જ્યાં સુધી આ શરીર સશક્ત અને સ્વસ્થ છે ઘડપણ આવી પોચ્યું નથી ઇંદ્રિયો શીથીલ થઈ નથી. સ્મૃતી સારી સ્થીતીમાં છે, જુવાની જારી છે. અને અભ્યાસ આદરી શકાય છે ત્યાં સુધીમાં બુદ્ધીમાન પુરૂષે પોતાના શ્રેય અને કલ્યાણ માટે સારો યત્ન કરી કમાણી કરી લેવી. એ ઉત્તમ અભીપ્રાય છે. કારણ જ્યારે શરીર જરજરી ભુત થશે. કાયા થરથરશે. નેણાં ગળશે. અને અશક્તતા આવશે. ઉભરતો ડુંગર થશે. ને ગોળી તો ગંગા થશે

ત્યારે તે અવસ્થામાં કશુંએ થઈ શકશે નહીં. ને પાછળથી પસ્તાવો થશે. માટે આ અવસ્થામાં જેમ બને તેમ સત્વર સ્વકલ્યાણનો સ્વાર્થ સાધી લેવો. અને પુરૂષાર્થ પુરો કરી પરમ પદને પામવા પ્રયત્ન કરવો એ આની ઉત્તમ અધીકાર છે.

આ ગ્રંથમાં જે જે હકીકત દાખલ કરેલી છે તે કાંઇ કોઇ પણ પ્રકારનું પોતાને માન મેળવવા અથવા શ્રેષ્ઠપણું બતાવવા માટે છે એમ કોઇએ પણ સમજવું નહીં પરંતુ સર્વ મનુષ્યોનો ધર્મ છે કે સારમાં સાર જે વસ્તુ હોય તે કરવી તેથી સર્વ વાતે શોધ કરતાં તથા મનશક્તીથી વીચાર કરતાં સાર વસ્તુ પરમાત્મા પ્રાપ્તીનું જ્ઞાન જણાવ્યું તેથી તે ઉપર મન લગાવી હમેશ મનન થવા તથા સ્વાનુભવ સારૂ આ હકીકતનો સમુહ કરયો છે અને એમ કરીને એ પ્રસીદ્ધ કરવામાં હેતુ એ છે કે શાસ્ત્રોમાં વર્ણવ્યા પ્રમાણે વીદ્યાદાન એ સર્વથી શ્રેષ્ટ દાન છે અને વીદ્વાન તથા જ્ઞાનીઓએ વિદ્યા સંપાદન કરી પરોપકારાર્થ પ્રાણીમાત્રને પ્રેરવી એ એમનો અવશ્ય ધર્મ છે પરોપકારને અર્થે વૃક્ષો ફળ આપે છે પરોપકાર અર્થે નદીયો જળ વહે છે અને પરોપકારાર્થ ગાયો દુધ દે છે તથા પરોપકાર અર્થેજ પ્રાણી માત્રનો જન્મ થયાનું જણાય છે તો મનુષ્ય યોનીના જન્મનો તો મુખ્ય ધર્મ પરોપકારજ છે. જેમાં પોતાના સ્વાર્થનો પણ સમાસ છે ને આ મારૂં કૃત્ય તો એક માળીના જેવું છે જેમકે એક માળી મહેનત કરીને એક મોટો બગીચો બનાવે છે તેમાં નાના પ્રકારનાં સુગંધી પુષ્પોનાં ઝાડવાવી તે તૈયાર થયે તમામ પુષ્પો વીણી તેના ગોટા ગુંથી સદગૃહસ્થો સમીપ ધરે છે પૈકી જેને અનુકુળ આવે તે તેને લઈ પોતાની શક્ત્યાનુસાર તે માળીને આપે છે તેમ મે પણ મહા પ્રયત્ન કરી સર્વ સુશાસ્ત્રનો સમુહ એકઠો કરી તેના સારાંશરૂપી જ્ઞાનનો ગોટો ગુંથી સ્વધર્મનિષ્ટ સતસંગી, ધીરવીર, અને વીવેકી પુરૂષો આગળ

રજુ કર્યો છે તે જેને લેવાની ઈચ્છા હોય તે લઈને જે આ-પશે તે અંગીકાર કરવામાં હરકત નથી પરંતુ એક પુસ્તકના સવા રૂપીઆથી ઓછું નહી ને સવા લાખથી અધીક નહીં એવો અંકુર છે તે સર્વ સજ્જનોને વીદીત થઇ આ ગ્રંથમાં કોઇ ચુકચાક અગર દોષાપત્તી નજરે આવે તો મારી અલ્પ-મતીમાંની દરગુજર કરી, જેને જેમ અનુકુળ આવે તેમ સાર માત્ર ગ્રહણ કરવાની વીનંતી કરતાં સર્વ જ્ઞાની, મુની, અને યોગી તથા ગુણી અને સજ્જનોના સનમાન પુર્વક અભીવંદન સાથે આ પ્રસ્તાવના પુરા પ્રેમ પુર્વક પ્રેરીછે. तथास्तु कल्याणमस्तु. शुभंभवतु सर्वजनाहः सुखीनोभवंतु.

---

## વિનંતીપત્ર.

### શાર્દુલવિક્રિડિત.

જેઓ કેવળ શુદ્ધ શાન્ત પ્રિય છે, જેઓ સદા સાર છે,
જેઓ તત્વ પ્રસાદ પેખક શુચિ, જેઓ ગુણાગાર છે;
જેઓ છે અદ્વૈત જ્ઞાન પથમાં, સદ્ધર્મ અંબાર છે,
તેઓને અર્પું આ પિયુશ લહરી, આનંદના ઉદ્ગાર છે.

---

### આર્યા.

જોયાં મેં ષડ શાસ્ત્રો, વેદ શ્રુતિ નિરખી અતિ શ્રમ કરીને,
તે જોયા પછિ જે કંઈ, આ હું, લખુછું તે નિરખો દિલધરીને.

---

પ્રિય મિત્રો, ષડશાસ્ત્રમાં જુદા જુદા મત્ત છે, જેવા કે કણાદ, ગૌતમ, પાતાંજલી, જૈમિનિ, વૈશેષિકાદી, ઈત્યાદિક છે તેવા તે સમગ્ર ગ્રંથોનું તાત્પર્ય એક કરવામાં આવે તો ચૈતન્ય શું છે તેનો નિશ્ચય થઇ શકે છે. જોકે મત્ત ભિન્ન છે પણ તે ભિન્ન ભિન્ન મત્તનું સમગ્ર એક અંગ કરવાથી પ્રત્યક્ષ પ્રમાણ રૂપે કરીને એકજ પ્રકારનું રૂપ આળેખી શકાય છે એ ભાવાર્થને અનુસરીને મારા સગદર્શી. આત્મતત્વ વિચારના મુમુક્ષુ મિત્રોને અભિવંદન સાથે કહું છું કે મેં ષડશાસ્ત્રના રહસ્યનું રૂપ જોયું તેમજ વેદશ્રુતિ ઈત્યાદિક અને દિર્ઘ વિચારવાળા આચાર્યોથી રચાયલાં પુસ્તકો જેવાં કે વેદાંતસૂત્ર, ઉપનિષદ, શ્રીમદભાગવત, ગિતા, અને તેનું ભાષ્ય, પંચદશી, વિચારસાગર, વિચારમાળા, વૃતિપ્રભાકર, વેદાંતદર્શ, પદાર્થમંજુષા, એકાદશસ્કંધ, ઉપદેશશહસ્ત્રી, અદ્વૈત કૌસ્તુભ, તત્વાનુસંધાન, યોગવાશિષ્ટ, અષ્ટાવક્ર, આત્મપુરાણ, અનુભ-

તિપ્રકાશ, અદ્વૈતસિદ્ધિ, વિવેકચુડામણી, અપરોક્ષાનુભુતિ, ઇત્યાદિકમાં પૃથક પૃથક જે મત્ત બતાવ્યા છે તે સમગ્ર મત્તમાં રહસ્ય શું છે! તે,તે, સમયે, તે, કાળના મહાત્માઓએ પોતાના હ્રદયમાં થતા વિચારોનું ચિત્ર કેવું બતાવ્યું છે ! તે, ઉપર બતાવેલા સમગ્ર જુદા જુદા વિષયો જોવાથી જુદાં જુદાં ચિત્રો જણાઇ આવશે.

પ્રિય વાચક ભાઇઓ ! તે સમગ્ર ચિત્રનું દર્શન કરીને હું મારા હૃદયમાંથી પ્રગટ થતા વિચારોનું ચિત્ર ખેંચું છું અને તૈયાર કરૂં છું, તે, સમદર્શી. ધીર પુરૂષો જોશે અને આનંદ ઉપજાવશે.

---

## આર્યા.

આ કાળે આ જગમાં, ગ્રંથ તણો નથી તોટો,<br>
પણ સમજી જોશો તો, આ છે સમગ્ર પુષ્પનો ગોટો.

---

# પ્રથમોપદેશ.

સર્વ સ્વધર્મનિષ્ટ સ્ત્રી, પુરૂષોએ, પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે (૧) નારાયણ (૨) નારાયણ (૩) નારાયણ (૪) નારાયણ (૫) નારાયણ (૬) નારાયણ (૭) નારાયણ (૮) નારાયણ (૯) નારાયણ એ પ્રમાણે શબ્દોચાર કરતાં જાગી ઉઠી બેઠા થઈ સાવધાનપણે નિદ્રા ઉડાડી ગણપતી, સરસ્વતી, શીવ, નારાયણ, રામ, કૃષ્ણ, ગોવીંદ વીગેરે ઇષ્ટ દેવનાં હજારો નામ છે તે પૈકી જે એક નામ ઉપર પોતાની પ્રીતી બેઠેલી હોય તે નામની ધુન્ય લગાવી સ્મરણ કરી શુદ્ધ જાગૃત અવસ્થામાં આવી પથારીમાં બેસી પદ્માસન, સુખાસન, વીગેરે આસનો પૈકી જે પોતાને અનુકુળ પડે તે આસન લગાવી પોતાના ઇષ્ટ દેવનું થોડીવાર ધ્યાન ધરવું ને ( તેમાં પોતાને જેવો અનુભવ થયો હોય તેવા તેમના ગુણાર્વીંદ ગાવા તે થયા પછી રાતરે પાસે રાખેલી માળા હાથમાં લઈ ઓછામાં ઓછા એકસોને આઠ મણકા તે ઇષ્ટ દેવના નામથી મુકવા એ રીતે ઇષ્ટ દેવની એક માળા થઇ રહે એટલે જાણે તે દેવ આવીને સામા ઉભા છે એમ સમજી શુદ્ધ અંતઃકરણથી પોતાના ઇષ્ટ દેવને સંબોધીને નીચે બતાવ્યા પ્રમાણે તેમની સાથે જાણે આપણે વાત કરતા હોઈએ એવા અવાજે અને એવા અંતઃકરણે તથા એક ચીત્તે એમની પ્રાર્થના કરવી તે નીચે બતાવ્યા પ્રમાણે.

હે પ્રભુ ? અમે અમારા જન્મની અગાઉ કયાં હતા તે અમે જાણતા નથી પણ જ્યારે તમારી મરજી થઇ ત્યારે તમે અમોને જન્મ આપ્યો છે.

અમને ઉછેરવામાં અમારા માબાપે બહુ સંભાળ લીધેલી છે, પણ હે પ્રભુ? અમોને જીવાડવાની જો તમારી મરજી ન હોત તો તેઓ કાંઇ કરી શકત નહીં.

અમારા પગના તળીયાથી તે માથા સુધી એવી કોઇ પણ વસ્તુ નથી, કે જે તમોએ અમોને આપી ન હોય. એટલુંજ નહીં પણ આખો દહાડો કે આખી રાતમાં એવી એકે પળ નથી કે જેમાં તમે અમારી સંભાળ લેતા નહો.

હે પ્રભુ! અમે તમને યાદ કરવામાં આળસ કરીએ છીયે, પણ જો તમે અમને ભુલી જાઓ તો અમારી બહુજ માઠી વલે થઇ જાય.

હે હરી? કાચના કડકાને ભાગવા માટે કાંઇ મોટો હથોડો જોઇતો નથી તેને તો માત્ર હાથમાંથી મુકી દઇએ તો તુરતજ તેના ઘણા ટુકડા થઇ જાય છે, તેમજ હે પ્રભુ જો તમારે અમોને મારવા હોય તો તેમાં તમોને કાંઇ મોટી મહેનત કરવાની નથી, માત્ર તમારી શુભ દૃષ્ટિ ખેંચી લો તો અમે નિર્બળ જીવો તો પેલા કાચના કડકાની માફક પળ વારમાં ફુટી જઇએ તેવા છીએ.

અમારી માના ઊદરમાં પણ તમેજ અમારી સંભાળ કરી હતી અને હમણાં પણ તમેજ અમારી સંભાળ કરો છો.

તમે અમને મનુષ્ય બનાવ્યા, એટલુંજ નહીં પણ ઉત્તમ કુળ, સારી જાત, પ્રેમી માતાપિતા, રૂડા દેશ અને સારા શેઠ આ આ છે, એ બધી તમારી કૃપાની નીશાની છે.

અમારી પાછળ જન્મેલાં ઘણાં માણસો અમારી નજર આગળ મરી ગયાં છે અને અમે હજી જીવીએ છીએ એ કાંઇ તમારો થોડો ઉપકાર નથી.

અમે તમારી પૃથ્વીના ઉપર ચાલીએ છીએ, તમારા સુરજના તેજ વડે કામકાજ કરીએ છીએ, તમારૂં સરજેલું પાણી પીને રહીએ છીએ, અને તમારી ઉત્પન્ન કરેલી હવા વડે જીવીએ છીએ માટે હે નાથ? હવે તો અમે સઘળી વાતે તમારા વડેજ છીએ, અને તમારા નિભાવ્યાજ નીભી રહ્યા છીએ એમાં કાંઇ પણ સંદેહ નથી.

આ જગતમાં ઘણી વખત એવું બને છે કે જેની પાસે ધન હોય છે તેનું મન મોટું હોતું નથી અને જેનું મન મોટું હોય છે તેની પાસે ધન હોતું નથી પણ હે પ્રભુ! એ બન્ને ગુણ તમારામાં પરિપુરણતાથી રહેલા છે. નાના મોટા લાખો અને કરોડો ભીખારીઓ તમારી પાસેથી બેસુમાર માલ લઈ જાય છે પણ તમારો ખજાનો કાંઈ ખુટે તેમ નથી.

અમારી પાસે એક ભીખારી માગવા આવે તોપણ અમે કંટાળી જઇએ છીએ, પણ તમારી પાસે કરોડો ભીખારીઓ કે જેમાંના અમે પણ એક છીએ જેઓ સર્વે જમાનાઓના જમાનાઓ થયા તમારી પાસે વારંવાર માગ્યા કરીએ છીએ પણ તમે કંટાળતા નથી એવા તમે દયાળુ દેવ છો.

હે પ્રભુ? આ જગતની અંદરની સોના અને રૂપાની બધી ખાણો તમારી છે હીરા અને રત્નોની ખાણોની માલકી પણ તમારી છે, અને સમુદ્રના પેટમાં પડેલાં મોતીઓ પણ તમારાં છે. પ્રભુ તમારો ભંડાર ભરપુર છે, તમારો ખજાનો અખુટ છે અને દુનિયાની સઘળી સમૃદ્ધિ તથા સાક્ષાત લક્ષ્મીના સ્વામી પણ તમેજ છો અને તમે જેને જેટલું આપ્યું છે તેટલુંજ તેની પાસે છે.

હે અનંત બ્રહ્માંડોના નાથ! ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમમાં જ્યાં જ્યાં જોઈએ ત્યાં ત્યાં સર્વત્ર તમારૂંજ રાજ્ય છે, અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળના જ્ઞાતા પણ તમેજ છો. તથા જડચેતનને ચલાવનારા સૌના સ્વામી પણ તમેજ છો. પ્રભુ ચૌદે ભૂવનની માલકી તમારેજ હાથ છે.

તમે નિર્ધનને ધનવાન કરી શકો તેવા છો. તમે મુરખને વિદ્વાન કરી શકો તેવા છો. પ્રભુ તમે રાયને રંક અને રંકને રાય કરી શકો એવા સર્વ સમર્થ ધણી છો.

તમે જળને ઠેકાણે થળ અને થળને ઠેકાણે જળ કરી શકો એવા છો. તમે સંતોને સહાય કરનારા, પાપીઓને શીક્ષા કરનારા, અને શરણુંાગતની લજ્યા રાખનારા છો.

અમો આંધળાઓના તમે દોરનાર છો. અમો અજ્ઞાનીઓના તમે જ્ઞાની ગુરૂ છો. અમો નિરાધારના તેમ સૌ ભક્તોના એક મોટા આનંદરૂપી સમુદ્ર સમ આધાર છો.

જમાનાઓના જમાના થયા દુનિયાની સઘળી પ્રજાઓ તમારા ગુણગાન કરે છે. અને તોપણ હે પ્રભુ? તમારી મોટાઇનો કોઈ પણ પાર પામ્યું નથી.

જેને આંગણે અમૃતની નદીઓ વહ્યા કરે છે જેના બગીચામાં કલ્પવૃક્ષો શોભી રહ્યાં છે, ચિંતામણીથી જડીત સુશોભીત મહેલમાં જેનો વાસ છે, અને જેના ચરણના નખની શોભા કોટાન કોટી સુર્યને લજ્જાયમાન કરે એવી છે, તથા મુકત પુરૂષોનું મોટું મંડળ જયજયકાર કરી જેની આરતી ઉતારી રહ્યું છે, એવા અવર્ણનીય, અકલેશ્વર સર્વેશ્વર અને દેવેશ્વર મહાન પ્રભુને, અમારા હજારો લાખોવાર દંડવત પ્રણામ છે.

હે પ્રભુ ? તમારા કયા કયા ગુણો સંભારીને અમે ગુણગાન કરીએ તે અમે જાણતા નથી.

જગતમાં વસનારાં, સ્ત્રી, પુરૂષો, નથા વૃદ્ધ અને બાલકો, અને રંકને રાજાઓ સૌ તમનેજ નમે છે. તેમજ આશ્રમો અને વર્ણના લોકો તથા દુનિયાની સઘળી દિશાઓમાં વસનારી મોટી પ્રજાઓ પણ પોત પોતાના ધર્મ પ્રમાણે તમારૂં જ ભજન કર્યા કરે છે.

હે પ્રભુ ? તમો સર્વ શકિતમાન છો તેથી તમે ચહાય તે કરી શકો તેવા છો. તમારાથી ન બની શકે એવું કાંઈ પણ નથી.

તમારા હુકમથીજ પૃથ્વિ અનાજ આપે છે, તમારા હુકમથીજ સુર્ય ચંદ્ર પોતાની ગતિમાં રહે છે, તમારા હુકમથી જ વરસાદ વરસે છે, તમારા હુકમથીજ વાયુ વાય છે, તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, અને તમારા હુકમ થીજ રૂતુઓ એક પછી એક આવે છે ને જાય છે.

હે નાથ ? તમારી ઇચ્છા વિના આસમાનથી પાણીનું એક ટીપું પણ નીચે પડતું નથી, તેમજ આ વિસ્તિર્ણ મોટા જગતના કોઈ પણ ખુણામાં તમારી જાણ વીના કાંઈ પણ નાનો કે મોટો બનાવ બનતો નથી.

હે પ્રભુ ? તમે પહાડોને કહ્યું કે એક જગ્યાએ પડયા રહો, તો તેઓ ત્યાંજ પડયા છે. પ્રભુ ? તમે સુર્ય ચંદ્રને કહ્યું કે તમે આસમાનમાં રહીને ફર્યા કરો, તો તેઓ પણ એમજ કરે છે, અને પાણીના મોટા સમુદ્રને તમે જે હદ બાંધી આપી છે તેમાંજ તે રહે છે આ પ્રમાણે તમારી સરજેલી સઘળી વસ્તુઓ તમારા હુકમને તાબે છે. અને તમારા આપેલા નિયમ પ્રમાણે વર્તેછેજ.

જળના જીવો જળમાં વસી રહ્યા છે, પવનના જીવો પવનમાં ફર્યા કરે છે, અને પૃથ્વિના પેટમાં વસીને પોતાનો ગુજારો કરે છે, આ બધુ પ્રભુ ? તમારૂં અગાધ ડહાપણ અને અદ્દભુત્ લીલાનું કાર્યછે. જેને નિરખીને સુજ્ઞ મનુષ્યો મોટા આશ્ચર્યમાં પડે છે.

હે પ્રભુ ? કુતરાંને પોતાના ધણીને ઓળખવાની શકિત, ચકલાઓને પોતાના માળા બાંધવાની જુકિત, માખીઓને મધપુડો બનાવવાની અકકલ, અને કરોળીયાને ઝુલતા પુલો બાંધવાની ગોઠવણીના શીખવનાર પ્રભુ ? તમેજ છે.

હે નાથ ? તમે ચાહો તો ધરતીકંપ કરીને સૌનો નાશ કરી શકો, અને તમે ચાહો તો દુકાળો પાડીને, મરકીયો ફેલાવીને, લડાઈઓ કરાવીને તથા મનુષ્યોની મતિયો ફેરવીને નાશ કરી શકો એવા છો, એટલુંજ નહિં પણ, પ્રભુ ? તમે જો ચાહો તો માંકણ, મચ્છર, તીડ, કે વાઘ વરૂઓનો વધારો કરી માણસોને લાચાર બનાવી, પાયમાલ કરી શકો તેમ છો.

પણ તમે શાંતિદાતા પ્રભુ ઘણાજ ક્ષમાવાન છો, તેથી તમે જાણો છો કે અમે મનવચન અને કર્મે કરીને અગણીત અપરાધો કર્યા છતાં પણ તમે અમોને નીભાવો છો એ કાંઈ તમારી થોડી દયા દૃષ્ટિ નથી.

હે પ્રભુ ? તમે સૌના પાલનકર્તા છો, તેથી છેક નાનામાં નાની કીડી તે હાથી પર્યંત સૌનું તમેજ પુરૂં કરો છો, અમારા જન્મની અગાઉ અમે શું ખાશું, તેની ગોઠવણ તમેજ કરી રાખી હતી. એટલુંજ નહીં પણ મહાસાગરમાં રહેનારા મોટા મગરમચ્છો જેને દરરોજ ખોરાકનો મોટો જથો જોઇએ છે, તે સૌનું પુરૂં કરનાર પાલનકર્તા પ્રભુ તમે પોતેજ છો.

હે પ્રભુ ? શાસ્ત્રમાં તમને દયાના સાગર કહ્યા છે, પણ સાગરનો તો કોઇક ઠેકાણે પણ છેડો આવે છે, પણ તમારી

દયાની તો સીમાજ નથી, માટે તમને અધમ ઉદ્ધારણ પાપલોચન, દીનજનપાલક, દયાના નાથ, અને ભક્તવત્સલ ભગવાન કહ્યા છે.

હે કૃપાનાથ? તમે પવિત્ર છો. તમારા નિયમો પણ પવિત્ર છે. અને આ જગતમાં વસનારા ભકત, હરિજનો, ને સંતો, સદાય પવિત્રતાથી રહેવા ચહાય છે, એટલુંજ નહીં પણ તમારી પાસે વસનારા દેવતાઓ અધીક અધીક પવિત્રતાથી વર્તે છે, અને તમે પોતે તો સઘળા નિષ્કલંક એવી પરિપુર્ણ પવિત્રતાથી સદા સર્વદા શોભી રહ્યા છો.

હે પ્રભુ? તમે ઇનસાફી છો, તમો નાના મોટાઓને પોત પોતાના પુન્ય તથા પાપનો બદલો આપો છો.

હે હરી? તમારા રાજ્યમાં કોઇપણ પાપી શિક્ષા પા-મ્યા શિવાય રહેતો નથી, અને કોઇપણ પુન્યશાળી પોતાના કર્મનું સારૂં ફળ મેળવ્યા વિના રહેતો નથી, કારણ કે તમે ન્યાયી પ્રભુ સૌને સૌના કર્મનો બદલો આપી રહ્યા છો.

હે પ્રભુ? જેઓ પોતાની નાતજાતમાં મોટા કહેવાવાને માટે, તથા ગામમાં નામ મેળવવા માટે, દાન કરે છે, જેઓ સાધુ ગણાવા માટે રાખ ચોળીને પેટ ભરે છે, તથા જેઓ ભગત ગણાવા માટે મોટી મોટી માળાઓ પેહેરે છે, ને તીલકો કરે છે, પણ જેઓના અંતરમાં તમારો સાચો પ્રેમ નથી તે બધાને તમે બરાબર રીતે જાણો છો, જેમ ગીલ્ટ દી-ધેલો રૂપીઓ સરાફને ત્યાં પકડાઇ જાય છે અને બેંકમાં ક-પાઇ જાય છે તેમ સૌ ઢોંગીઓ, તમારી હજુરમાં ઓળખાઇ જાયછે અને તમારા પવીત્ર ઇનસાફની વખતે સખત શીક્ષા પામે છે.

અમારી નાની કોર્ટોમાં, અને મોટી અદાલતોમાં બેસનાર ન્યાયાધિશોને, બહારના સાક્ષીયો ઉપર આધાર રાખીને ઈન-સાફ દેવો પડે છે, પણ તમારે માટે તો શાસ્ત્રોમાં કહ્યું છે કે, સર્વત્ર તમારૂં મુખ છે, સર્વત્ર તમારા હાથ છે, સર્વત્ર તમારી આંખ છે, અને તમે સર્વને સર્વ રીતે જાણનારા છો, એટલે તમોને કોઈ પણ સાક્ષી પુરાવાની જરૂર પડતી નથી, પ્રભુ ? તમે સર્વ શકિતમાન, સર્વવ્યાપક અને સર્વજ્ઞ છો, એ-ટલે સાક્ષીઓની જુબાની વિના પણ આપ અદલ ઈન્સાફ કરી શકો છો. એવા સર્વ ન્યાયાધીશોના ન્યાયાધિશ, કાળના પણ કાળ, અને ભયના પણ ભય, જે આપ છો, તેની પાસેથી ના-શીને ગરીબ બાપડો પાપી જીવ તે કયાં સંતાઈ શકશે ?

હે સર્વ શકિતમાન ? અદલ, ઈન્સાફી, પરમકૃપાળુ પિતા ! તમારે માટે જેણે ઉપવાસો કર્યા છે, તીર્થો કર્યા છે, દાનો કર્યા છે, યજ્ઞ કર્યા છે; તપ કર્યા છે, ત્યાગ કર્યા છે, અને જંગલમાં જઈ તમારા ધ્યાનમાં તથા તમારા જ્ઞાનમાંજ નિ-મગ્ન રહીને, જેણે પોતાના દહાડાઓ કહાડયા છે, તે સર્વ સ-ર્વત્ર જનોને તેઓનાં શુભ કર્મનો તમે રૂડો બદલો દેવાના છો, માટે શાસ્ત્રોમાં તમોને જીવો, મનુષ્યો, અને દેવોના, ઈન-સાફ કરનાર, અદલ ઈન્સાફી, મહાન ન્યાયાધિશ, કહેલા છે.

ઘરમાં ઈન્સાફ કરનારા ઘરડાઓ, ગામમાં ચુકાદો કર-નારા પટેલીયાઓ, પંચમાં નિમાયલા લવાદો, નાતમાં ઈ-ન્સાફ કરનારા શેઠીયાઓ, અને અદાલતોમાં ઈન્સાફ કરનાર જડજો, એ, સૌનો અંતે ઈન્સાફ કરનાર પ્રભુ તમેજ છો.

હરી ? તમારી સુંદરતા અને શોભા અવર્ણનીય છે. જેને જેને તમારાં દર્શન થયાં છે તેને હે નાથ ? તમારા વિના બીજું કાંઈ ગમ્યું નથી, તમારૂં જ્ઞાન અને તમારૂં દર્શન પામેલા પવિત્ર રૂષિયાએ પોતાની આખી જીંદગી તમારા ધ્યાન અને

તમારા ગુણ ગાનમાંજ ગાળી હતી, એટલુંજ નહિં પણ આ પ્રસંગે જેના જેના માથે તમારી કૃપા ઉતરે છે, તેઓ સદાય તમારામાંજ નિમગ્ન રહેતા જણાય છે.

હે પ્રભુ! અમારા દેશમાંથી દુકાળ, દરદ, દરિદ્રતા, અને એવાં બીજાં જે જે પ્રકારનાં પ્રજાનાં સંકટો હોય તે સર્વ ઓછાં થાય એવું કરો અને તેની સાથે અમારી હોસ્પીટલોમાં પડેલાં માંદાંઓ સાજા થાય, તુરંગમાં પડેલા કેદીઓને સુમતિ આવે, અને ઘરબાર વિનાનાં ભટકનારાં કે બાપડાં ગરીઓને જોઇતો આશ્રય મળે, એવી કૃપા કરો. પ્રભુ! જવાનોનાં દિલ ઉદાર થાય, ગરીઓ પોતાની સ્થિતિમાં સંતોષી બની રહે. સ્ત્રીઓ પોતાનો પતિવૃતાનો ધર્મ પાળે, છોકરાઓ પોતાના માબાપના તાબેદાર થઇ રહે, અને જગતમાં સૌ નાના મોટાઓ પોતાના દુર્ગુણો મુકી સદાય સદગુણી થવાની તજવીજમાં રહે, તથા અમારાં તળાવો પાણીથી ભરપુર ભરેલાં રહે, અમારાં ખેતરોમાં ઝાઝાં ઝાઝાં અનાજો થાય, અને સમસ્ત પ્રજા ધન ધાન્યથી સુખી થઈ આનંદમાં વર્તે એવી કૃપા કરો.

હે જગતના ધણી! આ જગતમાં સર્વ તમારૂં મંગળ ગુણગાન કરતા રહે તથા જ્યાં ત્યાં તમારા નામનો જયજયકાર બોલાઇ રહે એવું કરો, એવું થવા માટે અમે સર્વ હાથ જોડીને દીનતાપુર્વક સ્તુતિ કરીએ છીએ.

---

## કર્મમાર્ગ પ્રયોગ.

ભક્તિમાર્ગ તથા જ્ઞાનમાર્ગ આચરવા માટે કર્મયોગ થોડો ઘણો પણ આચરવા અવશ્ય છે. અનેક યોનીઓના જન્મમરણાદીક કલેશ ભોગવીને ધર્મ–અર્થ–કામ–અને મોક્ષ–સાધન માટે યોગ્ય એવો આ (મનુષ્યદેહ) આપણને પ્રાપ્ત થયો

છતાં તેનું સાર્થક નહિ કરી લેવું એ આપણે પોતે થઇને આપણો પોતાનો ખજાનો લુંટાવી દેવા જેવું છે, તો એમ નહિ થવા દેતાં પ્રત્યેક મનુષ્યે પોતપોતાના પૂર્વાર્જીતથી પ્રાપ્ત થએલા વર્ણાશ્રમને ઉચ્ચીત એવાં કર્માચરણ કરીને અનન્ય ભાવે ઈશ્વર ચર્ણે અર્પણ કરવાં જોઇએ. એ રીતે પ્રથમ કર્માચર્ણના અભ્યાસથી આનંદદાયક ભકિત માર્ગ આચરવો. ને તે પછી મનને વિરકતતા પ્રાપ્ત થવા માટે જ્ઞાન–માર્ગ ભકિત-સહ–સ્વીકારવો. કર્માચર્ણના અભ્યાસ માટે પોતપોતાના કુળ ધર્મને અનુસાર સદાચણનું સેવન કરવું, ને જે મનુષ્ય જે માતપિતાને ઉદરે જન્મેલ છે તે માતાપીતા પરા પૂર્વથી જે ધર્મ પાળતા આવેલ છે તેજ પોતાનો સ્વધર્મ એમ માનીને તે ધર્મ પાળવો. પરધર્મ અંગીકાર કરવો નહિં. કેમકે તે ભય ભરેલો છે ને સ્વધર્મ કલ્યાણકારક છે.

અંતઃકરણમાં ભગવદ્ ભકિતનો અંકુર ઉત્પન્ન થવાને માટે પ્રથમ માતા પીતાની અને સદ્ગુરૂની સેવા કરવી. તેમની કૃપા અને આશીર્વાદ અને અનુગ્રહ હસ્તગત કરવો, જે કર્યાથી સંતસમાગમની ઇચ્છા, ભુતાનુંકંપા,–શૌચ્ય (પવીત્રતા અંતર અને બહારની બંન્ને) મૌન–આર્જવ–બ્રહ્મચર્ય–અહિંસા–સમભાવ–વીરકતતા ઉપર પ્રીતી–શાસ્ત્રો ઉપર પૂર્ણ શ્રદ્ધા–સંતોષ,–ભગવદ્ગુણ શ્રવણ કરવાની ઉત્કંઠતા–આટલાં વાનાં પ્રાપ્ત થાય છે જેથી ભગવત ઉપર પૂર્ણ પ્રેમ સ્થાપન થઇ ભકત પણું પ્રાપ્ત થાય છે.

જે જે ઠેકાણે ભકતમંડળી ભરાય છે, તો તે ઠેકાણે પૂર્ણ પરમાત્મા પોતે રામ, કૃષ્ણ, માત, માહાદેવ, હરીહર, નૃસિંહ, ગણપતી, વીગેરે અનેકરૂપે આવી હાજર થઇ, પોતાના ભકત જનોના મનોર્થ પૂર્ણ કરે છે, અને ભકતોના અંતઃકરણમાં પ્રેમભકિત સજ્જડ થાય છે જેના યોગે સંસારના સ પદાર્થોમાં દોષ

દર્શન થઈ ભક્ત એકાગ્રતાને પ્રાપ્ત થાય છે. આવા ભગવાનની ભક્તિરૂપ અમૃતનું, શ્રી શુકાચાર્ય, જ્ઞાનવલકય, અષ્ટાવક્ર, જનક-વીદેહી વીગેરે માહા જ્ઞાનીઓએ પણ સેવન કરેલ છે.

શ્રવણ, કીર્તન, સ્મરણ, ભજન, અભીવંદન, દાસ્ય, સખ્ય, અને આત્મનીવેદન, એવી નોધા ભક્તિનું અવલંબન કરીનેજ પરિક્ષીત, વ્યાસ, પ્રલ્હાદ, નારદ, હનુમંત, સરખા એમણે જ્ઞાન અને ધ્યાન માર્ગથી મોક્ષ પ્રાપ્ત કરેલ છે, એવી ભક્તિનો આશ્રય કરીને જે જ્ઞાનમાર્ગનું આચરણ કરે છે તેજ પૂર્ણ જ્ઞાની ગણવા. માટે પૂર્ણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ સારૂ પ્રથમ કર્મ, ઉપાસના, અને ભક્તિ યોગના આશ્રયની અવશ્યકતા છે, એ ત્રણે યોગના આશ્રય સહ જ્ઞાનયોગ આચરવો ને તે પછી એ ચારે યોગના આશ્રયના આધારે કામ નીસ્મુકત થઈ ધ્યાનયોગ ધારણ કરવો એ અતિ ઉત્તમ અધિકાર બ્રહ્મસાક્ષાતકારના સ્વાનુભવ માટે સીદ્ધ છે.

સ્વાનુભવ શીવાય ફક્ત શુષ્ક જ્ઞાનનો ઉપયોગ નથી. શુષ્ક જ્ઞાન સર્વને કહેતાં આવડે છે પરંતુ સ્વતાંહાં પોતાની વૃતી બ્રહ્માકાર થયા શીવાય સર્વ નિષ્ફળ છે, માટે સપ્રેમ, ભક્તિસહ, સ્વાનંદાનુભવ-એનું નામજ જ્ઞાનસંપુર્ણ, પોતાના વર્ણાશ્રમને યોગ્ય એવાં ઉચ્ચીત કર્મો-આચરણો અને ભક્તિ આચરવામાં જે અનાદર કરે છે. તેમને બ્રહ્મ પ્રાપ્તીનો લાભ અપુરતો રહે છે અને ભક્તિનો, કેવળ, અનાદર, એ તો બ્રહ્મ પ્રાપ્તીમાં અક્ષેપ કારકજ છે. સારાંશ મુમુક્ષ જનોએ પ્રથમ ચીત્તની શુદ્ધી અર્થે કર્મ માર્ગ યથા વિધી આચરવો જોઇએ કારણ ચીત્ત શુદ્ધી શીવાય બ્રહ્મ પ્રાપ્તના સાધન મુખ્ય શમદમાદી-ષડસંપત્તી-એ વીગેરે સાધનો સાધ્ય થઇ શકવામાં અક્ષેપ આવે છે, આ ઠેકાણે કેટલાએકની એવી શંકા ઉઠે છે કે કર્મ-કર્મ જે તમો કહો છો તે તો અમોએ જન્માંતરમાંજ કરી મુકેલાં છે તો તે ચીતશુદ્ધી અને ભગવદ્ ભક્તિ હવે અમારે આ જન્મમાં કરવાની શી અવશ્યકતા છે? આત્મા

તો અવિનાશી–અકર્તા–અને અભોકતા, એવો છે. જગત મીથ્યા છે, અને પરમપદને પમાડનાર તો કેવળ જ્ઞાન માર્ગ એજ સેહલો છે. તત્વમસી,–બ્રહ્માસ્મી, એવા એવા મહા વાકયોનું રહસ્ય, જેમને પૂર્ણપણે સમજાયું છે એવા લોકોને ઈશ્વર આરાધન અને જડ એવી કાષ્ટમય કીંવા પાષાણમય, એવી મૂર્તીનું પુંજન શા માટે કરવું? એના પ્રત્યુતરમાં એજ કે પ્રતિમાપૂંજન અને ઈશ્વર આરાધન જે અમે કરીએ છીએ તે મૂર્તીને પાષાણમય સમજતા નથી, ગમે તે મૂર્તીનું પૂંજન–આચરણ–જે કરવામાં આવે છે તેમાં શુદ્ધ ચૈતનનો ભાવ સ્થાપીને તે સર્વ પૂજનઅર્ચન પરમેશ્વર ભાવેજ કરવામાં આવે છે. કારણ યથાવિધીએ સ્થાપન કરેલી મૂર્તીનું પૂંજન ઈશ્વર બૂદ્ધીથી કરવામાં આવતી વખત તે મૂર્તી બ્રહ્મભાવ શીવાય તે પાષાણમય અથવા કાષ્ટમય છે એવી પૂજકના મનમાં કલ્પના પણ હોતી નથી. ખરો પૂજક શુદ્ધ અંતઃકરણથી સર્વવ્યાપક ચૈતન્યનો મૂરતીમાં આરોપ કરીને માત્ર ષડગુણઐશ્વર્ય સંપન્ન એવા શુદ્ધ બ્રહ્મનો આવીભાર્વ–સાકાર–સગુણરૂપમાં ઓળખી આનંદ અનુભવે છે. જેના અત્યાનુભવથી બ્રહ્મસાક્ષાતકારની ઉપલબ્ધી–હસ્તગત થઈ શુદ્ધ–સાત્વિક–નીર્ગુણ બ્રહ્મમાં મનનું મન ભાગી વૃતી લીન થાય છે. એકંદરમાં અધિકાર પરત્વે કોટીઓના ક્રમે સંપૂર્ણ જ્ઞાન સંપાદન અર્થે કર્મયોગ અને ભકિતયોગના આશ્રયની અપેક્ષા છે તેમના આશ્રયના આધારે જ્ઞાનયોગ સીદ્ધ થાય જે સીદ્ધ થએથી જ્યારે આવરણ દૂર થઈને શુદ્ધ ચૈતન્યમાં વૃતી સ્થાપન થશે ત્યારે એ આધારો પણ સહેજ તેમની મેળેજ તેમાં સમીલન થવાના છે, માટે તે સીધ્ય કરવા સારૂ પ્રથમ કર્મ, ઉપાસના, અને ભકિત માર્ગ આચરવો ને તેપછી શ્રીમદ્ ભગવદ્ ગીતામાં બતાવ્યા પ્રમાણેની એકાંતીક ભકિત આચરવી જે ભકિત ઈશ્વર કૃપા આપનારી છે.

## ઉપાસના માર્ગ પ્રયોગ.

જેમની કૃપા મુગાને વાચાળ કરે છે, ને પાંગળાને પર્વત ઓળંગાવે છે, તે પર્માનંદ મૂર્ત્તિ, લક્ષ્મીનાપતિ, શ્રી આદી, નારાયણ આવિર્ભાવરૂપ(પરબ્રહ્મ)ને હું નમસ્કાર કરૂં છું. આ, અવિનાશી પરમાત્માને જાણવા પ્રયત્ન કર્યા વિના, જે, આ લોકમાંથી ગમન કરે, તે કૃપણ ગણાય, માટે પ્રાણી માત્રે, એક, ઈષ્ટની, ઉપાસના દ્વારા ભગવદ ચર્ણાર્વીંદને પામવું એ સારૂંછે.

ભગવદ્ ચરણારવિંદને પામવું—ભગવદ્ ચરણારવિંદને પામવું એ ભક્ત જનોની આશાની પરમાવધિ છે. પરંતુ ભગવાન સ્વરૂપ કેવું અને ભગવદ ચરણારવિંદ તે કેવાં, અને ક્યાં મળે એનું જ્ઞાન ભગવતનો કોઈ પર્મ વાલ હોય તેનેજ ભગવાનની કૃપાથી થાય છે. જેણે ભગવદ્ સ્વરૂપ જાણ્યું હોય તેનેજ ભગવદ્ ચરણારવિંદની પ્રાપ્તી થાયછે. પૃથ્વી પતિ રાજાને આધીન તેની સર્વ પ્રજા છે, તેમ ભગવંતને આધીન પૃથ્વીપતિ સુદ્ધાં સર્વ પ્રાણી માત્ર છે. ને જેમ સર્વ પ્રજા ઉપર અમલ કરનાર પૃથ્વીપતિનાં બે સ્વરૂપ છે. તેમ સર્વ બ્રહ્માંડના અધીપતી ભગવાનનાં બે સ્વરૂપ છે. પૃથ્વીપતિનું મુખ્ય સ્વરૂપ સત્તામાત્ર છે. તે સત્તારૂપ સ્વરૂપ નિરાકાર વ્યાપક અને અવિનાશી છે. એટલે રાજાની સત્તા રાજાના શરીરથી લઈને ઉત્તરોત્તર છેક પટેલ તલાટીના, શરીર સુધી સ્ફુરી રહેલી છે. તેમનાં શરીરો નાશ થતાં જાય છે તેમ તેમ તેમની જગાપર નિમાયલા બીજા શરીરોમાં તેજ સત્તા સ્ફુરે છે. શરીરોના નાશે સત્તાનો નાશ થતો નથી, એક રાજાનું શરીર પડ્યું અથવા તો તેનો બીજાથી પરાભવ થયો, તો બીજા શરીરમાં રાજાપણું પ્રગટ થાય છે. તેમજ ચૈતન્ય સત્તા, એ, ભગવતનું નિરાકાર વ્યાપક, અવિનાશી સ્વરૂપ છે. તેના નામ રૂપના ભાસ ઉઠે છે અને લય થાય છે, તે ચૈતન્ય સત્તાજ કલ્પિત

નામ રૂપોને અસ્તિત્વ (હોવાપણું)અને ભાતિત્વ(દેખાવાપણું) આપે છે. જેમ દોરીના ઉપર સર્પનો ભાસ થાય તો તે કલ્પિત સર્પને અસ્તિત્વ અને ભાતિત્વ આપનારી ચૈતન્ય સત્તાજ છે. તે ચૈતન્ય સત્તા, ભગવતનું વાસ્તવિક અવિનાશી સ્વરૂપ છે. રામકૃષ્ણાદિક જે મુર્તીમાન સ્વરૂપને વિષે ભગવંતપણું માનેલું છે તે શરીરો તો તે સમય પુરતાં રહીને નિવૃત થયાં પરંતુ ભગવદ સત્તા અખંડ અવિચળ કાયમ છે. તે કદી નહિ થવાની નથી, જે અન્ય સમયે અન્યશરીરમાં સ્ફુરશે, ને તે શરીર નિવૃત થશે તો વળી બીજા અન્ય શરીરમાં સ્ફુરશેજ પરંતુ રાજાના શરીર વિશે જે પુજ્યબુદ્ધિ હોય છે, તે તેના શરીરની કોઇ પ્રકારની વીલક્ષણતાએ નહિ, પરંતુ તેમાં ભગવદ્ સત્તાનો આ:વિર્ભાવ હોવાને લીધે ઈશ્વરતા મનાયછે. તે ભગવદ સત્તા યદ્યપિ તે શરીરો નિવૃત થઇ ગયાં તો પણ સત્તા જેમની તેમછે માટે એવી જે ભગવતની નીરાકાર, અવિનાશી, વ્યાપક ચૈતન્ય સત્તા તેજ ભગવતનું મુખ્ય સ્વરૂપ છે, અને તેજ સત્તા આપણા શરીરમાં વ્યાપેલી છે, અને શરીરને અસ્તિત્વ અને ભાતિત્વા આપી રહી છે, અને તેજ આપણું પણ સ્વરૂપ છે જેમ ઘટાકાશ, ઘટ ઉપાધિએ કરી, મહાકાશથી ભિન્ન દેખાય છે, તેમ આત્મ ચૈતન્ય શરીરોપાધીએ કરી પરમાત્મ ચૈતન્યથી ભિન્ન દેખાયછે. પરંતુ વાસ્તવિકપણે જેમ ઘટાકાશ અને મહાકાશનો ઉપાધિ છતાં અથવા ન છતાં, અભેદ છે તેમ શરીર રૂપી ઉપાધિ છતાં અથવા ન છતાં, આત્મચૈતન્ય એ રીતે જોતાં પરમાત્મ ચૈતન્ય સાથે સદા અભેદછે, એ પ્રમાણે અંતર દૃષ્ટિથી જાણવું, એજ પરમાત્મા, (ભગવંત) જેમહાન મનાએલા છે તેમના ચરણારવિંદમાં અલ્પ મનાએલા આત્મા (જીવ)નું પામવું છે. માટે આપણે પ્રથમ, પરમાત્માના, પ્રતિનીધીરૂપ, એક, ઇષ્ટની, ઉપાસના, કરવી જોઈએ.

અગ્નિની ઉપાસના વડે વાસનાદિથી રહીત થએલા ઉપાસકને બ્રહ્મપ્રાપ્તિના સાધન રૂપ પરમાત્મા ભાવ સાધક આદિત્ય ભગવાનની સ્તુતિથી સત્ય બોધનું કથન કરેલું છે. સુર્ય ભગવાનની એકાત્મ ભાવ પુર્વક પ્રાર્થના વડે "तत्त्वमसि" अहंब्रह्मास्मि" આદિ શ્રુતિયોનાં પ્રમાણથી તેમજ સ્વાત્માનુંભવથી સર્વ ચરાચર જગતમાં પરિપુર્ણતાથી પોતાના આત્મ સ્વરૂપને વ્યાપેલું જાણી સર્વ શરીર રૂપ પુરમાં એ આત્મ સ્વરૂપ, સર્વત્ર સુષુપ્તિવત, નિર્વિકલ્પ, અક્રિય અને પર્મ શાન્ત, અધિષ્ટાન રૂપે રહેલું છે એમ જાણવું. એ સર્વ વ્યાપી અક્રિય વિજ્ઞાનઘન પુરૂષ હું છું, આવી ભાવના વડે તેજોમય દેવની ઉપાસના કરતો મુમુક્ષુ, ઉપાસ્ય દેવતાની સાથે પોતાના આત્માનો અભેદ અનુભવીને સુર્યમંડલસ્થ, પુરૂષ, હુંછું, એવા ચિંતન વડે અન્તે ઇપ્સિતાર્થ નિરતિશય મોક્ષ સુખને, અથવા પોતાના સ્વરૂપની પ્રતીતી થયે, આત્માના આસ્તિભાતિ પ્રિય-પણાને પામે છે. આ પ્રમાણે આત્માના એકત્વ પણાને પ્રાપ્ત થયા પછી (જીવ)ભાવમાં આરોપીત એવા જન્મ મરણ રૂપ સંસારનો તેને લેશ પણ સ્પર્શ થતો નથી.

અગ્નિના દેવતા સુય ભગવાન છે આ સુવર્ણ સમાન વર્ણયુકત તેજોમય મંડલમાં સત્ય સ્વરૂપ પર-માત્માનું મુખ આવૃત રહેલું છે. અર્થાર્થ તેજ મુર્તિ ચૈતન્ય પ્રકાશવડે આ સુર્ય મંડલ પ્રકાશિત થયું હોવાથી સર્વવ્યાપક આત્મતત્વ આશ્રય સુર્ય ભગવાનમાં બિરાજે છે. એ આ-દિત્ય મંડલમાં આવૃત થયેલો જે એ પર્મ પુરૂષ સર્વત્ર વ્યાપક આત્મા તે ખરૂં સ્વરૂપ છે અને એ પર્મ જ્યોતિ યુકત ચૈતન્ય તત્વ આકાશના આધાર રૂપ અથવા આકાશની પેઠે વ્યાપક છે તે વ્યાપક બ્રહ્મ, નામ રૂપથી રહિત હોવાથી તેને શું નામ આપવું ? તે કહી શકાતું નથી, અર્થાર્થ તે નામનો, વિષય નહી થઈ શકતું હોવાથી ઉપાસના સમયે ઓંકાર એ

સ્વાભાવિક ઉચ્ચાર વડે તેનું ધ્યાન ધરવામાં આવે છે. હવે આ, કાળે ગમન કરતાં આ પ્રાણવાયુ સપ્ત દશાત્મકલિંગ રૂપ પ્રાણ અધ્યાત્મ પરિચ્છેદને છોડીને અધિદૈવત રૂપ સર્વાત્મક અમૃતમય વાયુ સુત્રાત્માને પ્રાપ્ત થાયછે, અર્થાર્થ ઉપાસના અને કર્મના સંસ્કાર વડે યુકત આ લિંગ શરીર છે, તે આ સ્થુલ શરીરથી બહાર નીકળી પ્રાણવાયુ અમૃતમિશ્ર મહા વાયુથી મિલિત થાય છે. અને આ સ્થુળ શરીર અગ્નિમાં હુત હોવાથી ભસ્મ થાય છે. ઉપાસ્ય પર્મ દેવતા બ્રહ્મનું નામ ૐ ઓમ છે. ૐ પ્રત્યગાત્મક, સત્યાત્મક, અગ્નિનામક બ્રહ્મનું અભેદ રૂપથી બોધન કરે છે માટે અવસાન કાળે જે પુરૂષ શુદ્ધ ચિત્તે પ્રણવમંત્ર ૐકારનું સ્મરણ કરે છે તે પર્મ ગતિને પામે છે.

આ હેતુથી જે કાળના સાધન માટે આ આયુષ પુરૂ થતાં સુધી પ્રણવની ઉપાસના કહી છે એ સમય હવે ઉપસ્થિત થયો જાણી દેહાન્ત સમયે સાધક, મનને, કહે છે કે સંકલ્પ વિકલ્પના ધર્મવાળા હે મન, જેના પ્રભાવથી બ્રહ્મલોકમાં બ્રહ્મા દ્વારા ત્રિમાત્રિક પ્રણવનો ઉપદેશ પામી અમૃતની પ્રત્તિતિ કરશે તે ૐકારનું તારા કલ્યાણુ માટે સ્મર્ણુ કર અને આ કર્મ ભુમીમાં આવીને તેં શું, શું, કર્મો કર્યા, કયા, કયા, અગ્નિ હોત્રાદિ વેદ વિહિત નિષ્કામ કર્મો કર્યા છે કે જે તારાં નિષિદ્ધ કર્મોનો નાશ કરીને અંતઃકરણની શુદ્ધિ દ્વારા પ્રણવની ઉપાસનામાં તને સાધક થયાં છે તે સર્વ કર્મોનું સ્મરણ કર, તું કયાંથી આવ્યો ? અને કયાં જશે ? તેનું સ્મરણ કર ભુલીશ નહી. તારાં કર્મોપર દ્રષ્ટી રાખ, અને પ્રાપ્ત થવા યોગ્ય કયો લોક છે તેનું સ્મરણ કર, સ્મરણ કરાવવાનું વચન આજ હેતુને માટે છે. તે એ કે—

દેહાન્ત, આત્મા દેહ ભાવના ત્યાગ કાળે, ઉપાસક, યો-

ગીનો પ્રાણ સુત્રાત્મામાં લય થાયછે એમ કહ્યું છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના લિંગ શરીરનો નાશ સંભવતો નથી માટે તેને અમર કહી સુત્રાત્મામાં સંયુકત થઈ જવાનું જણાવ્યું છે. લિંગ શરીર તે સૂક્ષ્મ ઇંદ્રિયોના સંઘાતરૂપ છે અને તેનો થોડોજ ભાગ સ્વપ્નકાળે જ્યારે સ્થુળ શરીર ભાન રહિત હોય છે ત્યારે દર્શન શ્રવણાદિ ક્રિયા તેનાથી પ્રતિત થાય છે. એ લિંગ શરીરમાં જે સૂક્ષ્મ દેવાંશ છે તે બ્રહ્મભાવનાવાળાના અવસાન સમયે પોતપોતાના સમષ્ટિ દેવતાની સાથે એકત્ર થાય છે. એ દેવાંશ પોતપોતાના સમષ્ટિ દેવતામાં ગયા પછી ફરી ઉદભુત થતા નથી, કે ઉકત ઉપાસક પોતાના ઉપાસ્ય દેવસ્થ ચૈતન્ય પુરૂષની સાથે અભેદને પ્રાપ્ત થઈ મળી જાય છે, આથી એને પુનઃસ્થુલ શરીર રૂપ પ્રાપ્ત થતું નથી, અને તેની ઇંદ્રિયોનું પુનઃરાગમન નથી. અને સ્થુલ શરીર અગ્નિમાં હવન થઇને પોતાના કારણ ભાવને પ્રાપ્ત થાય છે. આ પ્રકારે જ્યારે વિદ્વાન ઉપાસકની સ્થુલ, સુક્ષ્મ, સર્વ ઉપાધિ પોતપોતાનાં કારણમાં લય પામે છે ત્યારે તેમાં ઉત્પન્ન ચૈતન્ય, પરમાત્માના આભાસરૂપ જીવ, તે પોતાના ઉપાસ્ય દેવમાં સ્થિત સત્ય ચૈતન્ય વિશે અભેદ ભાવની એકતા પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે એજ ઉપાસકને અમૃતપણાની પ્રાપ્તિ થાયછે, જેને ફરીથી અવિદ્યા, જન્મ, દુઃખ ઉપાધી લાગતી નથી. માટે આ પ્રકારે મધ્યમ અધીકારીએ ઉપાસના કરવી જેથી દેહ ત્યાગ સમય પ્રસંગે અમૃતપણું પ્રાપ્ત કરીને આવાગમન રહિત થવાય આ પ્રકારે આત્મસ્વરૂપની પ્રતીતિનો માર્ગ પકડી, અંતઃકરણમાં, સર્વ, જને, પોતાના દેહાન્ત કાળે અવશ્ય કરવા યોગ્ય, એવા, પર્મ શાન્તિકારક ૐકારનું સીરૂથીજ, સ્મર્ણ કરવું એ સારૂ છે.

# ભગતિમાર્ગ પ્રયોગ.

જ્ઞાનમાર્ગ ભગતીસહ ગ્રહણ કરવો આત્મ સુખ પ્રાપ્તીના બે રાજમાર્ગ કહેલા છે તેમાં પહેલો જ્ઞાનમાર્ગ છે પણ તે વીરક્ત અને કામ નિરમુક્ત જનોને સીદ્ધ થવા જેવો છે, જે, જનો સંસારમાં ગુંથાએલા ગૃહસ્થો છે તેમને તે માર્ગ સેહેલ નથી માટે પ્રથમ કર્મ, ઉપાસના, પછી ભકિતમાર્ગ અને તદનંતર જ્ઞાનમાર્ગ આચરવો જોઇએ; માટે જ્ઞાનયોગની સીદ્ધી અર્થે જે જનો ભગવત ઉપાસનાનો આશ્રય કરે છે તેમનો મનોજય થઈને આત્મ પ્રાપ્તી પણ નીરવીઘ્ને પ્રાપ્ત થાય છે, પરંતુ જે, જનો, ભગવાન સચ્ચિદાનંદ પરમેશ્વરને ન ઓળખતાં કેવળ સ્વસામર્થ્યથીજ જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનાં પ્રયત્ન કરે છે તે પતીતારૂઢ થવા સંભવ છે માટે જ્ઞાન પ્રાપ્તી અર્થે જે પ્રયત્ન કરવાં તે ભકિતના આશ્રય સહ કરવાં જોઇએ, ભકિતવાન પુરૂષ જે જે સ્વરૂપની આરાધના કરે છે તે તે સ્વરૂપ ધારણ કરીને પરમાત્માને તેમની મનકામના પૂરી કરવી પડે છે એવો ઈશ્વરી નીયમ હોવાનું દેખાય છે.

માયા જે પ્રસરેલી છે તેની મુખ્ય બે શકતીઓ છે. એક અવિદ્યા અને બીજી વીદ્યા. પહેલી જે અવિદ્યાશકિત કહી તેના યોગે પ્રાણી માત્ર બંધન પામેલા હોય છે, અને બીજી જે વિદ્યા શકિત કહી તે તો સ્વાત્મજ્ઞાન પ્રાપ્તકરાવીને જીવોને બંધનમાંથી છૂટા કરે છે, માટે એ જે માયા જેની છે તે સર્વનીયંતા સર્વાન્તરયામી ભગવંતની આપણે આરાર્ધના કરવી જોઇએ. ને શ્રીમદ ભગવદ ગીતામાં કહેલી એકાંતીક ભગતી કરવી જોઇએ જે ભગતીથી ભગવાન પ્રસન્ન થઇ પોતાની કૃપા વડે જ્ઞાન આપે છે. એમ એ ભગતી મોક્ષ મેળવનાર છે. જેના પ્રેમપુર્વક આશ્રયના આધારે જ્ઞાન સંપાદન કરી તેના

આશ્રયસહ ધ્યાનયોગ આચરવો જોઇએ. ભગવાને અર્જુનને કહ્યું છે કે—

" હે અર્જુન ! સર્વ ધર્મનો પરિત્યાગ કરીને એક, હું, પરમેશ્વર રૂપ શરણુને પ્રાપ્ત થા. હું, પરમેશ્વર, તને સર્વ પાપથી મુકત કરીશ, તું શોક કરીશ માં. " એનો સ્પષ્ટ ભાવ એ છે કે શ્રુતિ સ્મૃતિ ઉકત જે વર્ણાશ્રમ ધર્મ છે અર્થાર્થ, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યાદિ વર્ણ તથા આશ્રમ, જે, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, તથા સંન્યાસ એ ઉભયના ધર્મ જેવા કે વર્ણ ધર્મ, તથા આશ્રમધર્મ તથા સામાન્યધર્મનો ત્યાગ કરીને, આ સ્થળે સર્વ ધર્મના ત્યાગમાં કાંઈ સર્વ ધર્મથી રહીત થવું તેમ નથી તેમજ સૌએ સર્વ ધર્મ કર્મના ત્યાગ પુર્વક સંન્યાસ કે ત્યાગ લેવો એમ નથી પણ પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ હોય તેના વિશેષ અભીમાનનો ત્યાગ કરવો અર્થાત અમુક પ્રકારનાં આચરણ કે અમૂક પ્રકારની નીતી પાળવી એજ મારો ધર્મ, છે અને એ ધર્મજ માત્ર મારૂં કલ્યાણ કરનાર છે એવો આગ્રહ તજવો, કારણ કે ક્રીયામાં જીવ કેવળ સ્વતંત્ર નથી તેથી આ સર્વ ધર્મ, કર્મ ને, યથાશકિત સેવતાં છતાં વિશેષતઃદૃઢ નિશ્ચય એવો કરવો કે આ સમગ્ર ધર્મ કર્મના ફ્લને આપનાર જે કર્મફ્લપ્રદાતા ઇશ્વર છે, તે સર્વ ધર્મ કર્મના અધિષ્ટાન-રૂપ છે અને તે ઇશ્વરજ મારૂં શરણ છે, આનું તાત્પર્ય એ છે કે શ્રુતિ સ્મૃતિ ઉકત સર્વ ધર્મનું યથાવત પાલન મારાથી થાય અથવા ન થાય તો તેનો ભય નથી કારણ કે એ ધર્મ ઈશ્વરને ફ્લ આપવામાં અપેક્ષાવાળા છે, અને ઇશ્વર ધર્મ કર્માનુસાર ફ્લ આપનાર છતાં, અનુગ્રહ વડે નીરપેક્ષ ફ્લ આપનાર હો-વાથી સ્વતંત્ર છે જેથી તે ઇશ્વરના અનુગ્રહવડેજ, હું, કૃતાર્થ થઇશ એવો નિશ્ચય ધારણ કરવો. આ પ્રકારના નિશ્ચયથી તે ધર્મ કર્મમાં અતિ આદર ન રહે, અને નીરંતર ધર્મ કર્મના

અભીધાન રૂપ ઇશ્વર વિષેજ દઢ ભાવના થાય, આનું તાત્પર્ય એ છે જે બહીર્મુખ ધર્મ કર્મની અધીકતાથી આપણી વૃતિ બહીર્મુખ થાય અને તેથી નીરંતર વિષયાકાર રહેતી વૃતિ સત્ય ઇષ્ટાનુસંધાનની યોગ્યતાવાળી થતી નથી, જેથી પરમાત્મ સ્વરૂપ ઇશ્વરજ પર્મ તત્ત્વ રૂપ છે એવા શુદ્ધ વિચારદ્વારા કરેલા દઢ નિશ્ચયથી પ્રકટતા ઉત્કૃષ્ટ પ્રેમ વડે ક્રમે કરીને અર્થાર્થ ધીમે ધીમે અધીક અનાત્મ ચીંતનથી મુકત થતી વૃત્તિને તેલની ધાર પ્રમાણે સતત્ પરમાત્માના સ્વરૂપ ચિંતનમા જોડવી. આટલું કહેવાથી એ નિશ્ચય નિકળે છે કે અન્ય ધર્મ કર્મનો જે અમર્યાદ આદર છે તેનો ત્યાગ કરવો ઉચીત જણાય છે. વિશેષમાં સર્વશાસ્ત્રનું પર્મ રહસ્ય આ ઇશ્વર શરણુતાજ છે. કારણ કે ઇશ્વર શરણુતા વીના કોઇ પણ ધર્મ કર્મનો પોતાના ફળમાં પર્યાવસાન થતો નથી. આ, છેવટનું વચન અર્જુન પ્રત્યે કહેવામાં એટલું તાત્પર્ય છે કે બીજાં પ્રાયશ્ચિત કર્મ વિનાજ " હું તને આ વ્યામોહ કરનાર અનેક પાપોથી કેવળ ઇશ્વર શરણુતા માત્રથી મુકત કરીશ. કારણ કે " સર્વ ધર્મ રૂપ, આ હું, ઇશ્વરનું, વચનજ, પાપ મુકત કરનાર છે " અર્થાર્થ સર્વ કર્મ ફલ પ્રદાતા ઇશ્વરનું શરણુજ સર્વ ધર્મ કર્મનું મુળ છે. આ ઠેકાણે હવે ઇશ્વર શરણનું જે વિધાન છે તેનો સ્પષ્ટ ભાવ આ છે કે ઇશ્વર શરણુ ત્રણ પ્રકારનું છે. જ્યારે સાધનોનો અભ્યાસ દઢ થાય છે એટલે સાધન દશાનો વિપાક થાય છે ત્યારે પ્રાપ્ત વિવેક પુરૂષને આ ત્રણ પ્રકારના ક્રમથી અથવા ક્રમાવીના ઇશ્વર શરણુતા પ્રાપ્ત થાય છે.

૧ તે પરમેશ્વરનોજ, હું, છું. ૨ એ પરમેશ્વર મારાજ છે, ૩ તે પરમેશ્વર હુંજ છું. જેમ સમુદ્રને તરંગનો ભેદ નથી, તોપણુ સમુદ્રના તરંગ કહેવાય છે, કાંઇ તરંગનો સમુદ્ર કહેવાતો નથી તેમ હે ઇશ્વર તમારો મારો વસ્તુતઃ

ભેદ નથી, તોપણ હું તમારાથીજ નથી, માટે તમે મારા છો. એ મનના આભાવથી શરણ,તે,(૧) પ્રથમ શરણછે,એને મૃદુશરણ કહે છે. (૨) મધ્યમ શરણ ગણાય છે, તેના સ્વરૂપનું એક પ્રકારનું વચન દૃષ્ટાન્તમાં છે, કે, હે ભગવાન ! "બળવડે મારા હસ્તને છોડીને તમે જાઓ તેથી કાંઈ તમારૂં મોટું અદભુત પુરૂષાર્થ ગણાશે નહિ પણ જ્યારે તમે મારા હૃદયમાંથી નિકળી જાઓ ત્યારે હું તમારિ મોટો પુરૂષાર્થ માનું." અર્થાર્થ મારા હૃદયમાંથી તમારાથી કદાપી પણ નિકળી જવાવાનું નથી. એવો દૃઢ નિશ્ચય, જે, " ઈશ્વર મારા છે" એવા દૃઢ ભાવને સુચવનાર છે, તે, મધ્યમશરણ છે. (૩) જે અતિ માત્ર ઈશ્વર શરણ કહેવાય છે તે એ છે કે, આ સ્થાવર જંગમ રૂપ સર્વ જગત્ તથા હું, વાસુદેવ રૂપજ છીએ, તે પર્મ પુરૂષ પરમેશ્વર એક અદ્વિતીય રૂપજ છે. આ પ્રકારની અચળમતિ જે પુરૂષોની હૃદયસ્થ પરમાત્મામાં હોય છે, તે વૃતીને ઉત્તમ શરણ માનેલું છે. સર્વનું તાત્પર્ય એજ નીકળે છે કે પોતાનાં ધર્મ, કર્મ, યથાશકિત કરવાં, પણ ખરો આદર તો ઈશ્વર શરણનો રાખવો, જે શરણ અભ્યાસ બળથી દૃઢ થઈને અનુગ્રહને પ્રાપ્ત કરાવે છે. માટે અન્ય ક્રિયા ઓછી વધતી થાય તો ચિંતા ન કરતાં, હરતાં ફરતાં વૃત્તિને ઇષ્ટાનુસંધાનવાળી રાખવી.

હે ભરતવંશી અર્જુન !—"આ પ્રમાણે સર્વજીવો ઈશ્વરને આધિન છે માટે તું અહંકારનો ત્યાગ કરીને સર્વાત્મભાવે તેજ ઇશ્વરને શરણે રહેજે, કારણ કે તેનીજ કૃપાથી ઉત્તમ શાંતિથી તે પરમેશ્વરના નિત્ય પદને પ્રાપ્ત થઈશ."

"તું, મારામાં મન રાખ, મારોજ ભકત થા, મારૂંજ યજન કર, તથા મને નમસ્કાર કર. આ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદવડે જ્ઞાન મેળવીને મનેજ એટલે બ્રહ્મને

પામીશ તેમાં તારે સંદેહ કરવો નહિ. તું મને પ્રિયછે માટે હું તારી આગળ આ રહસ્ય કહું છું."

"પરમેશ્વરની ભકતીથીજ સર્વ વસ્તુની પ્રાપ્તી થશે એવા દ્દઢ વિશ્વાસ વડે વિધીનું દાસત્વ છોડી એક મારેજ શરણે આવ. શોક કરમાં. હું એક મારોજ આશ્રય કરનારને સર્વ પાપમાંથી મુકત કરીશ ને મોક્ષપદને પમાડીશ." એ વચનો અંગીકાર કરી એકંદરમાં અનન્યભાવે ભગવદ ભગતી કરવી એ ઉત્તમ અધીકાર છે. એ ભગતી નવ પ્રકારે થાય છે. તે-માં પ્રેમનો પ્રભાવ મુખ્ય છે અને પ્રતીમાપુજન, એ પણ એક ભાગ છે.

કોઇ વખતે કેટલાકના મુખમાંથી એવાં વચન પણ સાંભળવામાં આવે છે કે મુર્તી પુજા વેદાંત વીરૂદ્ધ છે પરંતુ એ વચન અપ્રમાણ જણાયછે, કારણ તેમાં ઇશ્વર આધીષ્ઠા-નરૂપે રહેલછે. ઘણી બારીકાઇથી શોધ કરીને જોઇએ તો જણાશે કે પ્રાચીન કાલથીજ પૃથ્વિઉપરના સર્વ દેશોમાં મુર્તીપુજક લોક હતા, ને જૈનસંપ્રદાયના, છેલા તિર્થંકર માહાવીરસ્વામીના શિષ્ય જે પ્રથમ ગણધર ગણાય છે, તે, પુરૂષ ગૌતમસ્વામી આપણા દેશમાં ગૌતમ ગોત્રમાંના વૈદીક ધર્મીય માતા પીતા ના પેટે મુળ જન્મેલા જણાયછે. તેતો પ્રતીમાને મુખ્ય માનેછે, તેમ, વલ્લભી સંપ્રદાયમાં પણ પ્રતીમા પુજનની પ્રતીષ્ઠા છે. તથા વેદાંતના આધીપત્યના અધીકારવાળા આચાર્ય શ્રી શં-કરાચાર્યસ્વામી શીવપુજનની સાબીતી માનતા હોવાનું મનાયછે. શ્રીકૃષ્ણ એ મનુષ્ય નસ્તાં કેવળ ભકત કાર્યાર્થેજ મનુષ્ય શરીર ધારણ કરીને સર્વ શકિતમાન અને સર્વ ફળપ્રદાતા જે ઈશ્વર તેજ આ જગતમાં મુર્તીમાન પ્રગટ થયા હતા. તેમણે પોતાનુ અંગ એટલું મોટું ફુલાવ્યું હતું, કે, કાલીયા સર્પના અંગમાંથી સર્વ

વિગલીત થઇને, તે, મુર્છીત પડયો. તે વખતેતેની સ્રીયોની પ્રાર્થના સાંભળીને, શ્રીકૃષ્ણને દયા આવી અને તેઓએ શ્રીકૃષ્ણની વધુ પ્રાર્થના કરી કે હે સર્વ શકતીમાન પરમેશ્વર તું અમારા પતીનું રક્ષણ કરીને અમને ચુડાદાન આપ તે તેમની વીનંતી સાંભ-ળીને શ્રીકૃષ્ણને ઘણીદયા આવી. ને કાલીયાને જીવતદાન આપ્યું. એ દાખલાથી જણાશે કે પ્રાર્થનાથી પણ પ્રભુ રીઝે છે તેમ રીઝીને શ્રીકૃષ્ણે તેને આજ્ઞા કરી કે "તું અમરક દ્વીપમાં જા ત્યાં ગરૂડ આવી શકશે નહીં, કારણ ત્યાં ઘણા ઋષિયો રહેછે તેમનો ગરૂડને શાપ છે તેથી તે ત્યાં આવી શકશે નહીં. ત્યાં એટલે અમરકદ્વીપમાં ઘણા ઋષિયો રહે છે." પછી કા-ળીયો સર્પ શ્રી કૃષ્ણને વંદન કરીને જમનાં નદીમાંથી નીકળી અમરક દ્વીપમાં પશ્ચીમ બાજુએ એક અખાતમાં પોતાનું રેઠાણ કરીને રહયો. તે કાળીયાના નામ ઉપરથી તે અખા-તને 'કાલીફોર્નીયા' કહે છે. એમ લાગે છે તથા અમરક આ શબ્દોનો અપભ્રંશ થઇને તેને હાલ અમેરીકા કહે છે એમ લાગે છે, એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે મુર્તિ પુજા અને પ્રાર્થના એ પણ પ્રાચીન કાળથીજ છે.

ગોકુળની ગોપીયોનો ઈશ્વર ઉપર એટલો બધો પ્રેમ હતો કે, તેમની ચીત્ત વૃત્તિયો કૃષ્ણરૂપ થઈ ગઈ હતી ને તેમને કામ ધંધામાં વારંવાર કૃષ્ણ દેખાતા હતા. દળતાં, લીપતાં, ગાયો દોહતાં, વારંવાર તેમનાં મન કૃષ્ણરૂપ થતાં હતાં. સ્વ-પ્નામાં મનુષ્ય બીજાની સાથે બોલે છે, હસે છે, તે પ્રમાણે તે ગોપીઓ જાગ્રતીમાં બોલતી અને હસતી તેમને એક કૃષ્ણજ વારંવાર દ્રષ્ટીએ પડતા. આ પ્રમાણે થવું એ અતિ અભ્યાસનું ફલ છે. એવી મનની સ્થીતીઓ, અતિ પ્રીતિથી, અને શુદ્ધ સ્નેહથી થાય છે. ગોપીયોને અતિ પ્રીતિને લીધે સઘળા કામ ધંધામાં જયાં, ત્યાં, શ્રીકૃષ્ણ દેખાતા હતા તથા હનુમંતને જળે,

સ્થળે, અને પાષાણોમાં પણ શ્રીરામ દેખાતા હતા એ બધો પ્રેમનો પ્રભાવછે. જે પ્રભુને બહુ પ્રીય છે. ભગવાન ભાવના ભુખ્યા છે. માટે ભગતીમાં પ્રેમ ભાવ એ મુખ્યછે. એટલા માટે મનુષ્યોએ બીજી સંસારમાંની કોઇ પણ બાબત ઉપર પોતાના સુખ દુઃખ માટે અતી અવલંબીને રહેવું નહીં અગર તેનો ભરોસો કરવો નહીં. સદા શાંત વૃતિથી રહીને ઈશ્વરની નીર્મળ અંતઃકરણથી સેવા કરવી. જ્યાં સુધી આ શરીર નિરોગીછે, જ્યાં સુધીમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ નથી, ઈંદ્રિયોની શકતી કમી થઇ નથી તથા આયુષ્ય પુરૂં થયું નથી ત્યાં સુધીમાં મનુષ્ય માત્રે પોતાના જન્મનું સાર્થક, કે,જે,ભગતીજ છે તે પુરા પ્રેમે અને અનન્ય ભાવે આદરીને પુરી કરવી એમાં અંતે આરામ અને સર્વે સુખનો સમાસ છે.

---

## જ્ઞાન માર્ગ પ્રયોગ.

પરબ્રહ્મ, તે, એ, જે અનાદ્યન્ત છે. સર્વ કરતાં શ્રેષ્ટછે, અને વીધી નિષેધનો વિષય નહી હોવાથી સત્ અને અસત્ એ બન્નેથી વિલક્ષણ છે. એ પરબ્રહ્મ રૂપી વસ્તુ સર્વત્ર હાથવાળીછે, ચો તરફ આંખ, મસ્તક, અને મુખ તથા કાન વાળીછે, સત્ર પ્રાણીઓમાં વ્યાપીને રહીછે,તાત્પર્ય એ સર્વ કે વ્યાપક પરબ્રહ્મ સર્વ પ્રાણીઓની વૃતિ, તથા હાથ પગ આદિ ઉપાધિ વડે વ્યવહાર કરેછે, તે, ચક્ષુરાદિક સર્વ ઇંદ્રિયોની રૂપાદિક વૃતિઓમાં તે તે રૂપે પ્રકાશેછે, અથવા તો તે સર્વ ઈંદ્રિયોને તથા તેમના વિષયોને પ્રકાશ કરેછે, છતાં સર્વ ઇંદ્રિય રહિત છે. શ્રુતી પણ કહેછે કે પરમાત્મા હાથપગ વિનાના છતાં વેગવાળા છે ને વસ્તુ ગ્રહણ કરે છે. ને, નેત્ર રહીત છતાં જુવે છે, અને કાન વિના સાંભળેપણ છે, વળી પોતે સર્વ સંગ રહીત છતાં, સર્વ લોકને ધારણ કરે છે, અને નિર્ગુણ છતાં સ

બાધક ગુણોના પાલક છે, પોનું જેમ પોતાના કાર્યરૂપ, કડાં, કુંડળ, વેઢ વીંટી, વિગેરે આભુષણોમાં બહાર અને અંદર છે તથા પાણી જેમ પોતાના પરપોટાઓની અંદર તથા બહાર છે તેમજ પરબ્રહ્મ છે પણ તમામ સ્થાવર તથા જંગમ પ્રાણીઓની અંદર તથા બહાર વ્યાપક છે, છતાં પણ પોતે અરૂપ હોવાથી સ્પષ્ટ રીતે દેખી શકાય નહિ તેવા છે એટલા માટેજ વિકારી પ્રકૃતીથીપર એવા તે પરબ્રહ્મ અજ્ઞાનીયોને દુરછે અને સજ્ઞાનીઓને તો તે પોતાનો આત્માજ એ હોવાથી નિત્ય પાસે છે, તે પરબ્રહ્મપરમાત્મા સ્થાવર જંગમાત્મક ભુતોમાં કારણ રૂપે એક રૂપેજ હોય તેમ રહેલા છે. તે જાણવા યોગ્ય પરબ્રહ્મ વસ્તુ, ઉપર પ્રથમ કહેલાં લક્ષણ સંપન્ન પરમાત્માનો ભકત હોય તે ક્ષેત્રને, તથા જ્ઞાનને, અને જ્ઞેયને જાણીને પરમાત્માના સ્વરૂપને એટલે પરબ્રહ્મપણાને પામવા યોગ્ય થાય છે. પ્રકૃતિ,એ પરમેશ્વરની શકિત છે. અને પુરૂષ પણ પરમાત્માનો અંશ છે માટે પ્રકૃતિ તથા પુરૂષ બન્નેને અનાદી જાણવા. પુરૂષ અને પ્રકૃતિથી સંસાર ઉત્પન્ન થાય છે. શરીર અને સુખ દુઃખને આપનારી ઈંદ્રિયો એ સર્વને ઉત્પન્ન કરવામાં પ્રકૃતિ ઉપાદાન કારણ છે, અર્થાથ પ્રકૃતિ પોતેજ શરીરાદિક રૂપે પરિણામ પામે છે, અને તેના સંઘાતથી પુરૂષ ( જીવ ) સુખ દુઃખનો ભોકતા છે. પ્રકૃતિ અચેતન છે માટે તેનું સ્વતાંહા કરતા પણું સંભવતું નથી તેમજ પુરૂષ પણ અવિકારી છે માટે તેના ભોકતાપણું સંભવતું નથી તો પણ જીવના અદ્રષ્ટને લીધે તથા ચૈતન્યના અધિષ્ટાનને લીધે અચેતન એવી પ્રકૃતિનું કરતાપણું સંભવે છે તેમ પ્રકૃતિના નિકટમાં રહેવાથી પુરૂષ ભોકતાપણુ સંભવે છે. પુરૂષ પ્રકૃતિને લીધે પોતાને જાણી શકતો નથી માટે તેને સંસારમાં અવતરવું પડે છે તેનું કારણ શુભાશુભ કર્મ કરનારી ઇંદ્રિઓનો સંગ છે. પરંતુ સ્વતાંહાં તેને સંસાર નથી.

પરમાત્મા, પ્રકૃતિના કાર્ય રૂપ જે, આ શરીર, તેમાં રહે છે પણ તેનાથી અસંગ છે, અર્થાત દેહના ગુણો સાથે જોડાતા નથી કારણ કે તે આત્માના ઉપદ્રષ્ટા સમીપમાં રહીને સર્વ જોનારા સાક્ષી છે, ને પાસે રહીને સર્વ વસ્તુને અનુમોદન આપનાર છે. ઇશ્વર રૂપે સર્વ વસ્તુને ધારણ કરનારા અને પાલન કરનારા છે, બ્રહ્માદિકના પણ અધીપતી છે જેને શ્રુતિઓ સર્વના અન્તરયામી કહે છે, આ રીતે જે આત્માને સાક્ષી રૂપે જાણે છે, અને પ્રકૃતિને સુખ દુઃખ આદિના પરીણામ રૂપ જાણે છે, તે પુરૂષ, સર્વથા વિધીવચનોને ઓળંઘીને વર્તે છે તો પણ ફરી આ સંસારમાં અવતરતો નથી અર્થાર્થ સંસાર માંથી છુટે છે.

પ્રકૃતિ ભિન્ન જે આત્મા તેના જ્ઞાનનાં ભીન્ન ભીન્ન સાધનો છે. તે નીચે પ્રમાણે.—

કેટલાએક આત્માકાર વૃત્તિ વડે શરીરમાં રહેલા આત્માને મન વડે જુવે છે. બીજા કેટલાએક પ્રકૃતિ પુરૂષ ભિન્ન ભિન્ન છે એવા જ્ઞાન વડે આત્માનાં દર્શન કરે છે.

આ ધ્યાનાદિકનો ક્રમ યથાયોગ્ય છે, છતાં પણ તેની નિષ્ટા ભિન્ન ભિન્ન છે. તેથી તે મંદાધિકારીઓના મોક્ષનો ઉપાય કહેવામાં આવે છે. અને કેટલાએક મંદાધિકારીઓ સાંખ્ય-યોગ આદિ દ્વારા, ઉપરકહેલા આત્માને સાક્ષાત્ જાણતા નથી, પરંતુ તેઓ બીજા આચારીઓ પાસેથી ઉપદેશદ્વારા શ્રવણ કરીને પરમાત્માનું ધ્યાન ધરે છે, અને તેઓ શ્રદ્ધાપુર્વક ઉપદેશ શ્રવણ કરવામાં પરાયણ થવાથકી ધીરે ધીરે સંસારને તરી જાય છે.

જે સ્થાવર જંગમ ભૂનોમાં સદુપદેશ માનજ રહેલાછે તથા તે ભૂતોનો નાશ થતાં પણ પોતે અવિનાશી રહે છે, એમ પરમાત્માને જુવે છે તે ખરો જ્ઞાની છે.

સર્વ પ્રાણીઓ વિષે સંપૂર્ણ રીતે રેહેતા પરમાત્માને જાણનારો પુરૂષ પોતે પોતાનો નાશ કરતો નથી, તાત્પર્ય કે જે સવિદ્યા વડે સચ્ચિદાનંદ રૂપ આત્માનો સ્વીકાર કરીને તેને કર્તા, ભોકતા, કે સુખી, દુઃખી માનતો નથી, તે મોક્ષને પામે છે. પરંતુ જે એ પ્રમાણે આત્માને જાણતો નથી, તે, દેહનેજ આત્મા જાણનારો, દેહની સાથે આત્માનો નાશ માને છે. શ્રુતિ પણ કહે છે કેઃ—

જેઓ આત્મહત્યા કરનારા લોકો છે, તેઓ ઘોર અંધારાથી વીંટાયેલા છે અને તેઓ મરણ પછી જયાં સૂર્યનો પ્રકાશ નથી તેવા લોક પ્રત્યે જાય છે. કોઈકની એવી શંકા ઉઠે છે કે.—

આત્મા શુભ તથા અશુભ કર્મ કરે છે, માટે આત્મામાં સ્પષ્ટ રીતે વિષમતા દેખાય છે, છતાં તે તો સર્વ ભૂતોમાં સમ રૂપે રહે છે તે કહેવું કેમ સંભવે ? તેના ઉત્તરમાં એ જે.—

દેહ તથા ઇંદ્રિયાકારે પરિણામ પામેલી પ્રકૃતિજ આ સર્વ કર્મ કરેછે. આત્મા તો અકર્તા છે, છતાં "હું કરૂંછુ." આવું જીવાત્મને અભિમાન થાય છે તે માત્ર દેહાભિમાનથી થાય છે, જે આત્માને જુદો જાણે છે તે પુરૂષ જયવાળો જ્ઞાની છે.

સઘળાં પ્રાણીઓ પ્રકૃતિરૂપ છે માટે પ્રકૃતિ રૂપે એકજ છે, અને પ્રાણી રૂપે જુદાં જુદાં છે પરંતુ આત્મા ભિન્ન ભિન્ન નથી આત્મા એક જાણનારો પુરૂષ બ્રહ્મપણાને પામે છે.

પ્રળય વેળા સ્થાવર જંગમ પ્રાણીઓના ભેદ પરમેશ્વરની માયામાં રહે છે, તથા સૃષ્ટિને વખતે તેજ માયાથી ફરીને પ્રાણીયો વિસ્તાર પામે છે. આત્માને જે પુરૂષ જાણે છે તે પરિપૂર્ણ બ્રહ્મ રૂપને પામે છે.

જે વસ્તુઓ ઉત્પાત્તવાળી છે તેજ વિનાશવાળીછે ને જે વસ્તુ ગુણવાળી છે તે પણ ગુણના નાશ થયા પછી વિ-

નાશ પામે છે, પરંતુ આત્મા અનાદિ અને ગુણ રહિત હોવાથી અવ્યય અને અવિકારી છે માટે આત્મા શરીરમાં રહ્યો છે છતાં પણ તે કંઈ પણ કરતો નથી તથા કર્મના ફળથી લેપાતો પણ નથી.

આત્માના અલિતપણાનું દ્રષ્ટાંત કે, કાદવ વગેરેમાં આકાશ રહ્યું છે, છતાં પણ તે સુક્ષ્મ અને અસંગ હોવાથી જેમ લેપાતું નથી તેમજ આત્મા પણ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ દેહમાં રહ્યો છે, છતાં પણ અસંગપણાથી દેહના ગુણો વડે લેપાતો નથી, પણ જળ કમળ પ્રમાણે અલેપ રહે છે. આત્માસ્વ પ્રકાશ હોવાથી પ્રકાશ કરવા યોગ્ય પદાર્થોના ધર્મોથી લેપાતો નથી એમ સુર્યના દ્રષ્ટાંતથી સમજાશે; એક સુર્ય જેમ અખિલ વિશ્વમાં પ્રકાશ કરે છે તેમજ ક્ષેત્રમાં વસનાર આત્મા પણ સંપુર્ણ ક્ષેત્રને પ્રકાશીત કરે છે સુર્ય આખા જગતને પ્રકાશીત કરે છે પરંતુ તેથી જગત્‌ના ધર્મ સુર્યને બાધ કરતા નથી તેમજ આત્મા શરીરને પ્રકાશીત કરે છે પરંતુ તેને દેહના ગુણો બાધ કરતા નથી ઉપર કહ્યા પ્રમાણે જે મનુષ્ય જ્ઞાન, દૃષ્ટિ વડે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદને જાણે છે તથા પ્રકૃતિથી મોક્ષ થવામાં સાધનભૂત ધ્યાનાદિકને જાણે છે તે પરમ પદને પામે છે.

"પરમેશ્વરે પ્રથમ અનેક સ્વરૂપે પ્રગટ થવાનો સંકલ્પ કરીને, માયા "ઉપહિત પંચ મહાભૂતાત્મક સૃષ્ટિ ઉત્પન્ન કરી. આકાશ, વાયુ, તેજ, જળ, અને "પૃથ્વી, એ પંચ મહાભૂતોથી સ્થુળ સૃષ્ટિ નિર્માણ કરી. પ્રથમ પરમાત્મા જે "વ્યષ્ટિ રૂપે હતા, તે સમષ્ટિ રૂપે પ્રગટ થયા. પંચ મહાભૂતની આ સૃષ્ટિ ઉત્પન્ન" થઇ છે, એવો વિચાર કરીને, પ્રત્યેક વસ્તુનો તેના મૂળ-કારણમાં "લય કરવો. પ્રથમ સર્વ જગત્‌ મૃત્તિકામાંથી થયું છે, એવું સમજીને, જગત્‌નો પૃ-

થ્વીમાં, પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, ને વાયુનો આકાશમાં, અને આકાશનો અહંકારમાં તથા અહંકારનો માયામાંલયકરવો.માયામાંથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, તે, માયાપરમાત્મસ્વરૂપમાંથીજ થઇ છે, અને આખર સર્વનું મૂળકારણ પરમાત્મસ્વરૂપજ છે, એમ સમજવું. આવી રીતે જ્ઞાન થયું તો, ભેદ રહેશે નહિ. વ્યષ્ટિનું મોટું રૂપજ સમષ્ટિ છે. વ્યષ્ટિ સમષ્ટિમાં ભેદ નથી; ફકત નામ માત્રમાં ભેદ છે. અનેક વ્યષ્ટિ થઇને સમષ્ટિ સ્વરૂપ થાય છે. વ્યષ્ટિ એટલે અનેક, અને સમષ્ટિ એટલે એક. જેમ ઘહુંના દાણા, અને ઘહુંનો ઢગલો. દાણા એ વ્યષ્ટિ, અને ઢગલો એ સમષ્ટિ. એક દાણાના, ને, અનેક દાણાના, સ્વરૂપમાં ભેદ નથી. ભેદ માત્ર નામમાં છે. વ્યવહારમાં એક વસ્તુથી, બીજી વસ્તુ ભિન્ન બતાવવા અને વ્યવહાર સરળપણે ચાલે, તે સારૂ, માત્ર નામોની આવશ્યકતા છે.

સૃષ્ટિમાં અનેક વસ્તુ છે, એમ આપણે જાણીએ છીએ, તેથી અનેક નામરૂપની જરૂર છે. એક પરમાત્માજ વ્યાપી રહ્યા છે, અને સર્વ કાંઇ પરમાત્માનુંજ સ્વરૂપ છે, એવું જ્ઞાન થયું, તો પછી જુદા જુદા નામોની જરૂર નથી. જેમ ડેલીમાં અનેક ગાયો છે તેમાંથી શેઠે નોકરને એક ગાય લાવવા હુકમ કર્યો, પણ, કઇ લાવવી તેની ગુંચવણમાં તે પડે છે, પણ નામ દઇને અમુક "કાળી" કે "ગોરી" ગાય લાવ એમ કહે તો, તાબડતોબ લાવે છે; અને જો ડેલીમાં એકજ ગાય હોય તો પછી, માત્ર "ગાય લાવ" એટલુંજ કહેવું બસ છે. તેમ એક પરમાત્મ સ્વરૂપજ વ્યાપીને રહ્યું છે, એવું જ્ઞાન થાય, તો પછી નામોની જરૂર નથી. નામરૂપ સત્ય નથી, એ, આપણને અનુભવ ઉપરથી પણ સમજાય છે. નામ, એ, વસ્તુની ઉત્પત્તિ પછી એને અપાયછે. નામ વારંવાર બદલાય છે. એકનું નામ "રામ" છે, તેને "કૃષ્ણ" એવું નામ આપવામાં આવે, તો તે

નામ બદલી બીજું અપાય છે, અને પછી તે નામથી તે પ્રસિદ્ધિમાં આવે છે, અને પુર્વનું નામ બીજું થઇ જાય છે. જો નામ સત્ય હોય તો, પછી કોઇ પણ પ્રકારે બદલાય નહિ. વસ્તુનો નાશ થયો કે, નામ રૂપનો નાશ થાય છે, એ અનુભવમાં આવે છે. વસ્તુનો નાશ, એટલે વાસ્તવિક મૂળસ્વરૂપનો કાંઈ નાશ થતો નથી, ફકત મૂળસ્વરૂપ અદશ્ય રહે છે. જેમ કાગળ ફાડી નાખ્યોકે, તેને કકડા એવું નામ અપાય છે, તેથી કાંઇ કાગળનો સમુળગો નાશ થયો, એમ કહેવાશે નહિ. તેમ નામરૂપનો નાશ થાય છે; પરંતુ સત્યવસ્તુ જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે છે, તેનો નાશ થતો નથી, પણ તે તો સર્વ વ્યાપક છે.

"જેમ દિવો ઘરમાં સળગાવ્યો કે તેનું અજવાળું બારી વાટે બહારપડી, બહારની વસ્તુને પ્રકાશે છે, તેમ આત્મા શરીરમાં પ્રકાશમાન છે, તે મનોવિકારને જાણે છે, અને ઇંદ્રિયાદિ દ્વારા બહાર પ્રકાશ પાડી, બહારના વિષયોને પ્રકાશિત કરે છે. અર્થાર્થ સર્વનો પ્રકાશક આત્મા છે."

"કાળનું સ્વરૂપ અતિ સુક્ષ્મ હોવા છતાં, અનુમાનથી સિદ્ધ થાય છે. પદાર્થોના જુદા જુદા રૂપો થવામાં, જે આધાર, અને નિમિત્ત તે કાળ. આત્મા અતિ સુક્ષ્મ હોવા છતાં, સર્વ પ્રકારની વસ્તુને અસ્તિત્વ અને ભાતિત્વ આપેછે તેથી આત્માના અસ્તીત્વનું અનુમાન સિદ્ધ થાય છે."

"વિજળીના ક્ષણિક પ્રકાશના દરમીયાનમાં, સોયનાનાકામાં દોરો પરવ્વો જેટલોકઠિણછે, અને તેમ કરવામાં જેટલું ડહાપણ સમાયલું છે, તેટલુંજ, આ, ક્ષણિક મનુષ્ય દેહમાં, પરમાર્થ સાધવામાં ડાહાપણ છે. માટે ક્ષણિક દેહ ઉપરથી અવલથીજ આસ્થા ઉઠાવી આત્મચિંતન કરવામાં અતી ત્વરા કરવી જોઇએ."

"વિચારથી જેનો લય થાય છે, તે માયા; અને વિચા-

રહેલો જેમાં લય થાય છે, તે બ્રહ્મ. માયામાં વાણી, મન, વગેરે રહે છે, પણ આત્મામાં એમાંના એકનો પણ પ્રવેશ થતો નથી; અર્થાત વિચારનોજ જેમાં લય થાય છે, તે બ્રહ્મ એમ સમજવું."

"જેમ ઘટમાં મૃતિકા છે, મૃતિકામાં ઘટ નથી; પટમાં તંતુ છે, તંતુમાં પટ નથી; તેમ કાર્યમાં કારણ, અંતર બહાર વ્યાપી રહ્યું છે. અર્થાર્થ કાર્ય કાંઈ કારણથી જુદું નથી; કારણની સાથેજ અભિન્ન છે. જગતમાં અંતર બહાર બ્રહ્મજ વ્યાપી રહ્યું છે, અર્થાર્થ જગત કાંઇ તેનાથી જુદું નથી બ્રહ્મનીજ વ્યાપ્તિ સર્વત્ર જણાઈ આવશે; જગત્ દેખાશેજ નહિ. કારણ, જગત જો હોય, તોપણ સદ્રૂપ અને ચિદ્રૂપ બ્રહ્મથી જુદું કરી શકાશે નહિ, તેથી તદ્રુપજ છે.

"સાકરમાં જેમ મિઠાસ અંતર બહાર બધે વ્યાપી રહીછે, તેમ બ્રહ્મ, જગતમાં વ્યાપી રહ્યું છે. મિઠાશ સાકરમાં છે, પણ સાકરથી તે જુદી નથી. કારણ કે, સાકર બનતા પુર્વે પણ તે રસમાં એક રૂપ થઈ હતી; રસના પહેલાં શેરડીમાં હતી, અને તે પહેલાં બીજમાં અવ્યકતરૂપે હતી. સાકર, શેરડી, વગેરે નામો મિથ્યા છે, કારણકે, પરસ્પરમાં તેનો અભાવ છે, પણ મિઠાશની ભાવરૂપતા કદી નાશ પામતી નથી; તેતો સદા સર્વકાળ બની રહીછે, મિઠાશ સત્યછે, બાકીનાં શેરડી અને સાકર એ સર્વ નામરૂપ મીથ્યા છે એ પ્રમાણે સત્ ચિત્ આનંદ રૂપી બ્રહ્મ જગતમાં વ્યાપી રહ્યું છે. પરસ્પરમાં વસ્તુનો અભાવ થાય છે, પણ બ્રહ્મની ભાવરૂપતા સર્વમાં છે, અને તેનો અભાવ કદી પણ થતો નથી, કારણ કે, કોઇ પણ વસ્તુ અસિત્વસિવાય નથી, અને અસિત્વ એજ બ્રહ્મ સર્વમાં વ્યાપી રહ્યું છે."

"આપણે એકજ હોઈએ છીએ, પણ દર્પણ વચમાં મુકવાથી આપણો બિંબપ્રતિબિંબ એવો ભેદ થાય છે તેમ માયા વચમાં

આવવાથી, જીવને ભેદરૂપી ભ્રમ ભાસે છે. આપણા વચમાંનો આરસો કાઢીલેતાં, જેમ બિંબપ્રતિબિંબ ભાવ નાશ પામે છે, તેમ પરમાત્મા એકજ હોઈ કાંઇ ભેદ નહી છતાં, ભેદ ઉત્પન્ન કરવાવાળી કલ્પના—માયા દુર થઈ કે શુદ્ધ બ્રહ્મ પ્રતિત થાય છે.

"આપણે અસંગ છઇએ એવું સમજ્યા, તોપણ મનને કલેશ થયા શીવાય રહેતો નથી. તે લાંબા વખતના અજ્ઞાનના અધ્યાસથી થાય છે, બાકી થવાનું કાંઇ કારણ નથી. જેમ છાપરા ઉપર વરસાદ પડે, પણ ઘરની અંદરના માણસો તમાં કાંણું હોવા શિવાય ભીંજાતાં નથી, અથવા નારિએળના ઉપરની કાચલી ઉપર ઠોકવાથી, અંતરના કોપરાને કાંઈ ઇજા થતી નથી, તેમ શરીરને કલેશ થાય, તોપણ, અંદરના મનને નહી થવો જોઇએ, પણ અતિ અધ્યાસથી તે થાય છે. માટે શરીરીનોસંગ વિચારથી દૂર કરવાથી, તે, કલેશ થશે નહિ."

"જીવ બ્રહ્મનો ભેદ કેવળ અજ્ઞાનથીજ છે; જ્ઞાન દૃષ્ટિથી જોતાં ભેદનો લેશ.પણ નથી. જેમ મહાન અગ્નિમાંથી તણખા ઉડે છે, અને અંધારામાં "તે છે" એમ "પોતાનું" અસ્તિત્વ બતાવે છે, અને તણખામાં ને અગ્નિમાં નાના મોટાપણું જોવામાં આવતાં છતાં, પણ દાહક ઉષ્ણ પ્રકાશમાં કાંઇ પણ નાના મોટાપણું જોવામાં આવતું નથી, એકજ પ્રકાશ બધી જગામાં સરખીરીતે પ્રકાશી રહ્યા છે, તેમ, જીવ, ઈશ્વર, એ, માત્ર, અવિદ્યાની ઉપાધિથી સર્વજ્ઞ, અલ્પજ્ઞ, આદિરૂપ ભાસે છે. શુદ્ધ સત્વપ્રધાનમાયા, તેમાં પ્રતિબિંબ, અને તેનું અધિષ્ઠાન કુટસ્થ એ ત્રણે મળીને ઇશ્વર કહેવાય છે. તે ઈશ્વર જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, કરવામાં સમર્થ છે. એનું જ્ઞાનરૂપ એજ સત્ય છે."

"મલિનસત્વપ્રધાનઆવદ્યા, તેમાં પ્રતિબિંબ, અને તેનું અધિષ્ઠાન કુટસ્થ, એ ત્રણે મળીને જીવ કહેવાય છે. તે

જીવ દેહાદિમાં મોહિત થઇને અસમર્થ એવા મોહને પામીને શોક કરે છે તેથી અસમર્થ અને અલ્પજ્ઞ ગણાય છે.

"જેને પરમાર્થ સાધવો છે, તેણે પ્રથમ ઇચ્છા રહિત થવું જોઇએ. કારણકે, તેમ થવાથી ઇશ્વરમાં દૃઢ ભકિત ઉત્પન્ન થાય છે, અને પછી વૈરાગ્ય થઇ, જીવન મુકિત મળે છે. જીવન મુકિતનું બીજ નિરપેક્ષતા છે, અને જીવન મુકિત એ એનું ફળ છે નેઇશ્વરઈચ્છાએ એનો આધાર છે.

કોઇને એવી પણ શંકા થાય કે જ્ઞાનવાનમાં અને જીવન મુકતમાં શો ભેદ છે? એનું સમાધાન એકે સાતપ્રકારની જ્ઞાનભૂમિકા છે. ૧ શુભેચ્છા, ૨ વિચારણા, ૩ તનુમાનસા, ૪ સત્વાપત્તિ, ૫ અ-સંસકિતનામિકા ૬ પદાર્થાભાવિની, અને ૭ તુર્યંગા. આમાં ૧ શુ-ભેચ્છા, ૨ વિચારણા, અને ૩ તનુમાનસા, આ ત્રણે સાધનકોટિ-માં છે. સત્વાપત્તિથી તુર્યગા સુધીની ચાર ભૂમિકા જ્ઞાનકોટિ-માં છે, સત્વાપત્તિવાળા બ્રહ્મનિષ્ટ કહેવાય છે; એમનો વ્યવહાર એવો છે કે:—

જેમ કમળપત્ર જળમાં જન્મે છે ને તેમાંજ રહે છે, પણ તે તેમાં લેપાયમાન થતું નથી, તે પ્રમાણે શબ્દાદિ વિષયોથી જ્ઞાની લિપ્ત થતો નથી.

"જ્ઞાની અને આજ્ઞાનીના વ્યવહારમાં બહારથી ફરક દેખાતો નથી, પરંતુ અજ્ઞાની અભિમાનથી પોતાનો વ્યવહાર કરે છે, અને જ્ઞાની અભિમાન રહિત થઇને વ્યવહાર કરે છે, જેમ જનકાદિ કરતા હતા તેમ. તેઓ જીવનમુકત અથવા બ્રહ્મવિદ્ કહેવાયછે. છેવટની ત્રણ ભૂમિકાઓ પૈકી અસંસકિતનામિકાવાળા-ને બ્રહ્મવિદ્વર કહે છે; પદાર્થભાવિનીવાળાને બ્રહ્મવિદ્વરીયાન્ કહેછે; અને તુર્યગાવાળાને બ્રહ્મવિદ્વરીષ્ઠ કહે છે. (અસંસકિતનામિકા) પંચમભૂમિકાવાળા કોઇ કોઇ અંતર્મૂખ થાયછે, ને તે-અને શરીરનું ભાન રહેતું નથી, તે, જેવા કે શુકદેવ વામદેવાદિક

છઠ્ઠીભુમિકા (પદાર્થાભાવિની) વાળાને શરીરનું બિલકુલ ભાન રહેતું નથી, પોતાને હાથે તેમનાથી કાંઇ પણ ક્રિયા થઇ શકતી નથી; અને છેવટેસાતમી તુર્યગાભૂમિકાવાળા પુરૂષ સત્વર પર્મપદને પામે છે.

---

## વૈરાગ્ય પ્રયોગ.

જેની રીતીબતાવવામાં આવછે કેઃ–પોતાના ગુણનાં વખાણ કરવાં નહિ,દંભ રાખવો નહિ. બીજાને પીડા કરવી નહિ. શીયળવૃતશીળતા, અને સરળતા રાખવી,સદ્‌ગુરૂની સેવા કરવી,બહાર અને અંતરની પવિત્રતા રાખવી, સન્માર્ગમાં એક નિષ્ઠા કરવી, શરીર સંયમ કરવો, ઇંદ્રિયાદિક વિષયોમાં અભાવ રાખવો, અહુંકાર કરવો નહિ, ક્રોધ તજવો અને કામ શત્રુને સારી રીતે જીતવો. જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધી વિષે વારંવાર દુઃખ તથા દોષ જોયા કરવા, પુત્ર, સ્ત્રી, ઘરદ્વારા ઉપર અત્યંત આસકિત રાખવી નહિ, સારી કે નરતી વસ્તુને લાભ અલાભ થાય તોપણ મનમાં સરખુ માનવું, અર્થાર્થ હર્ષ ને શોક સમ પ્રમાણે સમજવો

મનને પ્રસન્ન કરનારા એકાંત સ્થળમાં નિવાસ કરવો. અજ્ઞાની મંડળમાં મળવું નહિ.

શ્રી હરિ પરમાત્મા ઉપરજ સર્વાત્મ દ્રષ્ટિ કરી એકાંતીક ભકિત કરવી.

આત્મજ્ઞાન ઉપર નિત્ય નિષ્ઠા રાખવી. તત્વજ્ઞાનનું સ્વરૂપ મોક્ષ સર્વ કરતાં શ્રેષ્ઠછે એવો નિરંતર વિચાર કરવો.

આ ચોકસ પ્રકારનાં સાધન સંપાદન કરીને સર્વ પ્રયત્ને વાસનાનો ક્ષય કરવો. મુખ્ય કરીને સમજવાનું કે કોઇ પણ વિષયના સ્મર્ણથી કે શ્રવણથી અથવા તેના દર્શનથી તે વિષયમાં

જે ભોગ્યરૂપ પદાર્થ હોય તેમાં પ્રીયરૂપતાનું ભાન નહીં થાય એટલે તેને પ્રાપ્ત કરવા સંબંધી વિશેષ ઉત્સાહનો અંકુર અંતઃકરણમાં નાજ થાય એ પ્રવૃતીનો પરાવધી એટલે પરી સમાપ્તી છે. અને એ પરાવધી એજ વૈરાગ્યની પ્રથમાવસ્થા છે, તથા સમગ્ર અહીક વ્યાપારીક, વિષય વાસનાનો જે અન ઉદય તે વૈરાગ્યની પુર્ણ કળા છે. અને એકવાર સ્વરૂપમાં લીન થએલી વૃતીની પુન્હાં આવૃતી રૂપ ઉત્પતી નાજ થાય એજ પુર્ણ વૈરાગ્ય (ઉપરતી) ની પરીસીમા છે. અને અંતરમાં અહં-ભાવનાનો ઉદય નાજ થાય, એ, બોધની પુર્ણાવસ્થા છે.

---

## ધ્યાન ધારણા અને યોગ સમાધી.

જેને ઉપરતિની પ્રાપ્તી નહીં થઈ હોય એવા બોધવાન અથવા વૈરાગ્યવાન, અનેક ભેદવાળા અધિકારીને વાસ્તે વિવિધ વીધી પ્રકારે ધ્યાનનું વિધાન વર્ણવ્યું છે જે કોઇ ઉતમ અધિકારી જેમણે વિક્ષેપ શકતીને યોગ્ય, વિવેક, વિચાર, આદી વડે શીથીળ કરી હોય છે તેઓ તો લય યોગ દ્વારાજ ધ્યાનના અ-ધીકારી છે. અર્થાર્થ તે વિદ્વાન તત્વવિત પુરૂષોએ તો એકાંત સ્થળમાં યોગ્ય આસન વડે, કટી, ગ્રીવા, તથા રહૃદયને સમ-સ્થાપીને પોતાના રહૃદયમાં, મન સહીત સર્વ ઇંદ્રીયોનો નિરોધ કરી પ્રણુવતત્વનું ચીંતવન કરવું. જેથી તે બ્રહ્મવિતરૂપ નૌકા વડે તે વિદ્વાન ભવ ભય રૂપી માયાના પ્રવાહને તરે છે. આ પ્રકારે બ્રહ્મચીંતવનના અભ્યાસવડે ઉપાધીનો જે લય કરવો એ ધ્યાન પ્રયોગ છે.

આ પ્રમાણે હોવાથી જેની આહાર વિહારાદી ચેષ્ટા યુકત છે. એવો ધ્યાનાભ્યાસી પુરૂષ પુરક, કુંભક, રેચક, પ્રાણાયામ કરીને પ્રાણની ગતીનો નીરોધ કરે પછી તે અભ્યાસી ઇન્દ્રીયો સહીત મનને વિષયોથી રોકીને અંતર એક રસ બ્રહ્મને ધા-

રણા કરે અર્થાત્ ઈષ્ટાનુસંધાન પ્રતે એકાગ્ર ચિત્તવાળો થઈને સ્વરૂપને સાધે એનું નામ ધારણા પ્રયોગછે.

અને એ તો સિદ્ધ છે કે જે સ્થીતીમાં સ્વરૂપ સુખની અભી-વ્યકતી થાય છે તે સ્થીતી. વૃત્તિ નીરોધરૂપ યોગજ છે. જો કે યોગ તો નાના પ્રકારના છે. ક્રિયાયોગ, જ્ઞાનયોગ, હઠયોગ, જપયોગ, ધ્યાનયોગ, લયયોગ, લક્ષયોગ, ઇત્યાદિ નાના પ્ર-કારના છે. પરંતુ સર્વનું અંતિમફળ એકજ છે, જે રાજયોગ કહેવાય છે. વૃત્તિની નીરોધાવસ્થાજ સુખની અભીવ્યંજક હોવાથી યોગતત્વવિત્ પુરૂષોએ પ્રથમ વૃત્તિનો નિશ્ચય કરતાં તેના પાંચ ભેદ સ્વીકાર્યા છે. ૧ પ્રમાણ, ૨ વિપર્યય, ૩ વિ-કલ્પ, ૪ નિદ્રા, અને ૫ સ્મૃતી. બીજી તમામ વૃત્તિઓનો આ પાંચમાં સમાસ છે. આ પાંચ પ્રકારની વૃત્તિની એકાગ્રતા વડે પ્રાપ્ત થતી જે સ્થીતી તેજ અસંપ્રજ્ઞાત સમાધી છે. જેને રાજયોગ કહે છે. આ અસંપ્રજ્ઞાત સમાધીને એટલે રાજયો-ગને પ્રાપ્ત કરાવનાર સઘળાં સાધનો પ્રાણોજયદ્વારા-મનો જય કરાવનાર હોય છે. કાળાંતરે પણ જે સ્થીતી સ-ર્વને અવશ્ય પ્રાપ્તવ્ય છે. તે અનેક સાધનોના ફળરૂપ આ પ્રકારની સંપ્રજ્ઞાત સમાધી એ અસંપ્રજ્ઞાત સમાધીજ છે. જે અસંપ્રજ્ઞાત સમાધી પરીણામમાં નિર્વિકલ્પસમાધી નામે પરમ યોગરૂપ છે.

આ પ્રકારની અસંપ્રજ્ઞાતસમાધી સાધવાને ચરમાવ-સ્થાની વૃત્તી થનારને પ્રથમતઃ ઇંદ્રીયદ્વારા, વિષયસંબધાર્થ પ્રાપ્ત થતા સઘળા પ્રાપ્તવેગને, મનમાં, લય કરવાની જરૂર છે. અને તેથી સર્વ ઇંદ્રિયોના લૌકીક વ્યવહારનો ક્રમથી રોધ કરતાં કરતાં તેણે અંતમાં વાગેંદ્રીનો પણ નીરોધ કરવો. અર્થાર્થ શબ્દોના ઉચ્ચારણથી પણ નિવૃત રહીને માત્ર વૈખરી વડે પ્રણવમંત્રના જપને જોડવો. એ વાચકજપ ચલાવતાં ચલાવતાં ધીમે ધીમે ઉપાંશુદ્વારા એટલે કંઠદેશસ્થ મધ્યમા નામની વાણીથી મનો-

મય જપનેજ સેવવો. અને પછી ધ્યાન જપમાં જોડાએલા મનને પોતાના સ્વરૂપમાં અનુભવવું. પછી વ્યાપારમુક્ત શેષ રહેલા, તે વૃત્તિરહીત, મનનો વ્યષ્ટીપરીચ્છિન્ન અહંકાર જે ત્રીવીધ છે તે ત્રીવીધ અહંકારમાંના ઉતરોતર અહંકારસહ તેના પુર્વ પુર્વ અહંકારમાં લય કરવો. અને તેમ કરતાં કરતાં અંતે જ્યારે અહમઅસ્મી એટલું ભાન માત્ર વિદ્યમાન રહે, ત્યારે તેણે વ્યષ્ટી અજ્ઞાનાવિચ્છિન્ન સામાન્ય અહંકારનો સાક્ષીમાં લય કરવો, અને પરીણામે અવિશિષ્ટ સામાન્ય અહંકારનો સાક્ષી આત્મા જે નિર્વીકલ્પ શાંતાત્મા છે તેમાં લય કરવો, અને તદ્વારા અખંડ એકરસ બ્રહ્માનંદમય થઈ રેહેવું. આ પ્રકારના મનના વિલાપનના ક્રમને વીવીધશાસ્ત્ર પણ વર્ણવે છે. એ સર્વનો સારાંશ માત્ર એજ છે કે, જ્યાંલગી અન્ય સર્વ ઇંદ્રીયોના વ્યાપાર શીથીળ થયા નથી, ત્યાં લગી, વૈખરી વાણીનો વ્યાપાર ગૌણ પડતો નથી, અને, વૈખરી જ્યાં લગી ગૌણ થતી નથી ત્યાં સુધી કેવળ પ્રણવમાત્રના જપચીંતનમાં વૃત્તિ રોકાતી નથી. અને જપચીંતનમાં વૃતિ રોકાયા વીના મનોમય અથવા ધ્યાનજપયુક્ત અભીમાનીની સ્થીતી થતી નથી, અને તે થયા વીના વિશેષ અહંકાર કે સ્થુળઅહંકાર ગૌણ થતો નથી, અને પ્રથમ તેનો યોગ્યપ્રકારે લય થયા વીના સુક્ષ્મ અહંકારની નિવૃત્તિ થતી નથી, અને અજ્ઞાનનો ઉચ્છેદ થયા વીના સાભાસવ્યષ્ટી અજ્ઞાનરૂપ સંયોગી જે (જીવ)તે નિવૃતી પામતો નથી. વીગેરે કારણોથીજ જીવત્વની નિત્યનિવૃત્તિ કરવાની ઇચ્છાવાળા પુરૂષે, અજ્ઞાન કે જે પુર્યષ્ટકા આધારભુતછે, એટલે આભાસઅજ્ઞાનોંશનો જે (જીવ) છે તેનો પ્રથમ

પુર્યષ્ટકાપુર્વક અજ્ઞાનોંશમાંથી અહંપ્રત્યનો ત્યાગ કરીને સાક્ષી આત્મામાં અહમપ્રત્યય કરવો, અને અંતમાં તે સાક્ષી આત્માનો અખંડ એકરસ ચિદાનંદસ્વરૂપ શુદ્ધ ચૈતન્ય પરબ્રહ્મમાં લય કરવો.

આમ થવા માટે શુભેચ્છક વિવેકી પુરૂષોએ પ્રથમ વિષયાકાર વૃતીઓને વિવિધ સાધનક્રમવડે ન્યુનબળવાળી કરતાં કરતાં તેમને મનમાં સ્થાપી, મનને બુદ્ધીમાં સ્થાપી, બુદ્ધીને, સાક્ષીમાં સ્થાપી, સર્વ ઉપાધીની અત્યંતીક નિવૃતી કરવી, ને સુર્યની ઊષ્ણતા જેમ બરફના ઢેપાને અગર થીજેલા ઘીને વિખેરી નાંખી વીતળતા આણે છે, તેમ તત્વાભ્યાસવડે અજ્ઞાનોંશને વીખેરી વીતળ કરી નાંખી, અસંપ્રજ્ઞાત સમાધીના સાધને મનવાણીના અવિષયરૂપ સચ્ચીદાનંદનો અનુભવ કરવો. જેનું વર્ણન કરતાં શ્રી શંકર ભગવાન પોતે કહે છે કે પરબ્રહ્મરૂપ મહદાનંદના મહીમાનું, વાણી, વર્ણન કરવા તથા મન, મનન કરવા પુરેપુરાં તો સમર્થ થતાં નથી.

કારણ કે વસ્તુતાં: સંક્ષેપમાં એમ છે કે દરેક વસ્તુને માટે કાંઇને કાંઇ નામ કે લક્ષણ આપી શકાય પણ મુળ પ્રકૃતિ-પુરૂષથી પણ પર એવા પરમાત્માના સ્વરૂપ માટે કાંઇ કહી શકાય તેમ છેજ નહિ એટલે કે—

| | | | |
|---|---|---|---|
| ૧ | તે સત્ છે કે અસત્ છે કે | ઉભયે | વિલક્ષણ છે, |
| ૨ | ભાવ કે અભાવ કે, | ,, | ,, |
| ૩ | અણું કે વિભુ કે | ,, | ,, |
| ૪ | વ્યાપક કે વ્યાપ્ય કે | ,, | ,, |
| ૫ | જડ કે ચેતન કે | ,, | ,, |
| ૬ | યથાર્થ કે અયથાર્થ કે | ,, | ,, |
| ૭ | નિત્ય કે અનિત્ય કે | ,, | ,, |
| ૮ | સભેદ કે અભેદ કે | ,, | ,, |
| ૯ | અનંત કે શાંત કે | ,, | ,, |
| ૧૦ | આધાર કે આધેય કે | ,, | ,, |
| ૧૧ | અન્યોન્યાશ્રય કે | ,, | ,, |
| ૧૨ | આવર્ત કે વીવર્તકે | ,, | ,, |
| ૧૩ | આનંદ કે દુ:ખ કે | ,, | ,, |

| | | |
|---|---|---|
| ૧૪ ચલકે અચલ કે | ઉભય | વીલક્ષણ |
| ૧૫ કલ્પીત કે અકલ્પીત કે | ,, | ,, |
| ૧૬ સવિકલ્પ કે નિર્વિકલ્પ કે | ,, | ,, |
| ૧૭ દ્રષ્ય કે અદ્રષ્ય કે | ,, | ,, |
| ૧૮ જ્ઞાતા કે જ્ઞેય કે | ,, | ,, |
| ૧૯ પ્રતીત કે અપ્રતી કે | ,, | ,, |
| ૨૦ સ્વરૂપ કે અસ્વરૂપ કે | ,, | ,, |
| ૨૧ સાકાર કે નીરાકાર કે | ઉભય | વિલક્ષણ. |

ઈત્યાદિ પૈકી કંઈ પણ વિષેશણ અપાય તેમ બનતુ નથી. પણ તેવાં બધાં વિષેશણો તેમાં છે તો ખરાં, મતલબ આવી અદ્ભુત અકથ વાત છે. જે. જે, વિષેશણો પોતાનો પક્ષ લેઈને આપવામાં આવે તે તમામ દોષને દોષજ અંતે વિશેષણોને કલ્પના કે શબ્દમાં મુકાય છે. ખરેખર તો, જે, કોઇ તેની પ્રાપ્તી માટે ઉત્કૃષ્ટ જીજ્ઞાસા રાખી, વીવેક, વૈરાગ્ય, સંપન્ન થઇને સપ્રેમ ભકતી સહ, ઉપર બતાવેલ રાજયોગનો અભ્યાસ કરે છે તેમને તે અનુભવાઇને તમામ શંશયભ્રાંતી રહીત થઇને જ્ઞાનસ્વરૂપને અનુભવાય છે, તેજ સર્વ પ્રકારે પુર્ણ કૃત કૃત્ય થઈ શાંતીને પ્રાપ્ત થાય છે. તેમને રાગદ્વેશ કે હર્ષશોક કે મોહ કે કોઈ પ્રકારની વાસનાદીક રહેતાં નથી, તેમનો મનોજય થઈ વાસના ક્ષયપામી અજ્ઞાનોંશ નીરમુળ થાયછે ઈત્યાદી દેખીતાં અશકય અદભુત આશ્ચર્યકારક ફળ પ્રાપ્ત થાય છે. આટલુંછતાં પણ પછી તે અનુભવનું વર્ણન કરે કે કોઇને કહીબતાવે તેમ છેજ નહિ. પુર્વોક્ત પ્રમાણે જીજ્ઞાસુએ અહંમમતા દુર કરવાને લક્ષ્યાલક્ષ પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તી અને તેના પુર્ણઅનુભવની ઈચ્છા હોય તેમણે ઋતંભરાવૃતીદ્વારા યમ, નીયમ, આસન, પ્રાણાયામ, ધારણા, ધ્યાન, સહીત તારકયોગનું સેવન કરવું ઉચીત છે. તે યોગનું પરીણામ એ થાય છે કે ધ્યેયાકાર વૃતીથી.

ધ્યેય વસ્તુ પ્રાપ્ત થતાં મનનું મમત્વ નિરમુળ થાય છે ને સંકલ્પવિકલ્પ રહીત થાય છે. ધ્યેય વસ્તુ સ્વરૂપમાં મન અત્યંતિક લીન થાય છે, ને તે અનુભવને યોગીયો સમાધી કહે છે. ધ્યેય વસ્તુમાં મન મળી જાયછે. તે એવી રીતે કે જેમ મીઠાનો ગાંગડો સમુદ્રમાં મળતાં તદ્રુપ થાય છે. જેમ થીજેલુ ઘી અગ્ની આગળ ધરતાં ગળી જઇને પ્રવાહીક રૂપાંતર થઇને તેના ઘનત્વની આકૃતી બદલાય છે. તેમ મનનું મન પણ ભાગીને અભ્યાસથી કેવળ વસ્તુમાં મન મળી જાયછે. જેમ જળનું બીંદુ સરીતામાં મળતાંજ તદ્રુપ થાય છે. તેમ સાધકનું મન ધેયવસ્તુમાં મળી જાય છે, ને તેથી તે સ્વરૂપથી અભિન્ન થાય છે, એટલે તેનો સ્વરૂપમાંજ સમાસ થઇ જાય છે, આ સ્થીતીને યોગીયો સમાધી તથા યોગસીદ્ધી કહે છે; આ સમાધી જેનું અગાધ પુન્ય હોય તેનેજ લભ્ય થાય છે ને તે પછી સર્વ ઠેકાણે સર્વ દેશે આત્મવત જાણે છે; ને સર્વ ઠેકાણે એક આત્મસ્વરૂપ જુવે છે. તેને કાંઇ ભેદ ભાવ રહેતો નથી તેને અંતર અને બાહાર જ્યાં, ત્યાં, આત્મસ્વરૂપજ ભાસે છે આવુ સમાધીપ્રર્મતત્વ બહુ ભાગ્ય હોય તોજ પ્રાપ્ત થાય છે, ખરેખર, જેના ઉપર ગુરૂ કૃપા હોય તેને લાભે અનેક જન્મનાં પુણ્ય ફળ હોય ત્યારેજ નિશ્ચળસમાધી પામે પછી તે યોગીને સંસાર બાધ કરે નહીં. પછી તે સદા આનંદભેર સર્વ મંગળકાર્ય કરતાં છતાં પાપ પુણ્યાદીકથી રહીત નજરમાં આવે ત્યાં પૃથ્વી ઉપર ફરે ને તે જગતને સંસારીજેવો લાગે, પણ તેનામાં સંસાર હોય નહિ. તેની યોગ્યતાની મોટાઇ કોઇને કળીશકે નહીં જેના તરફ તે કૃપાદ્રષ્ટીએ જુવે તેનેપણ તે સંસારબંધનમાંથી મુકત કરે અને પોતે સ્વરૂપને અનુભવે સર્વ ભુત માત્રને ઠેકાણે “ મારાસિવાય બીજું કંઈનથી ” એમ દેખે આખુ જગત તે હુંજ ને મારૂંજ એમ જાણે. એવી યોગીની સ્થીતી જેને પ્રાપ્ત થાય છે તે યોગીનું નામસ્મર્ણ કરતાંજ

પાપ પ્રલય થઇજાય અને અધાદ પુણ્ય ઉપજે એ યોગી એવા "મોટાછે" એ પ્રમાણે શ્રી ભગવાને ગીતાશાસ્ત્રમાં પણ અર્જુન પ્રતે ઉપદેશેલુંછે કેઃ—

હે અર્જુન જે કોઇ દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને અનન્ય ભાવથી મારાસ્વરૂપને મળી જાય છે, જેનું ચીત્ત મારામાંજ અર્પણ થાય છે, એવા માહાત્મા તે મારા પોતાના સમાનજ છે કીંબહુના મારાથી વિશેષ છે, આવી યોગ સિધ્ધિ સંપાદન કરવા પ્રથમ શ્રી ગુરૂકૃપા જોઇએ પહેલા વહેલાં અનન્યભાવે સદગુરૂનેશરણ થવુ, જેથી તે કૃપાકરી ને સાધનો સમજાવશે, ને તે સમજાવે તે પ્રમાણે આજ્ઞાનુસાર પુરૂષાર્થ કરવાથી સહજ સિદ્ધ થશે, અગરનહીં તો, એ માર્ગ સાધુસમાગમ શીવાય અતીદુસ્તર છે.

ને મહાત્માદ્વારા તો સહેજ સુલભ છે, જે આ માનવદે હમાંયે મળી શકે છે, કપીલ મુની, ઉદ્દાલક ઋષી, યાજ્ઞવ-લકાદી ઋષી મુનીઓએ માનવશરીર ધારણકરીને પ્રાપ્ત કરેલ છે, તે અનુભવનો તેઓએ જનકાદીક સદ્દશીષ્યોને ઉપદેશ કરેલ છે, જે સમાધી સાધ્ય કરીને જીવનમુકતની અવસ્થા-માં કેટલાએકે રાજ્યભાર વહ્યા છતાં તેઓ જ્ઞાની ગણાય છે. જેમકે શ્રીકૃષ્ણ પોતે યોગી અને ભોગી, શુકદેવજી ત્યાગી, અને શ્રીરામચંદ્રજી અને જનકજી,એ રાજા,વશિષ્ટ મુની કર્મ કાંડી,છતાં પાંચે સરખા જ્ઞાની ગણાય છે.તેમને જીવતાંજ મોક્ષપદ મળે-લછે એમ સાધુ અને સજ્જન સાખ પુરે છે, તે પદને પામ-વાને ક્રમ એછેકે પુર્વોકત પ્રમાણે પ્રારંભમાં બતાવ્યા પ્ર-માણે પ્રપંચ તીરોભાવને પામે છે તે ક્રમે કરીને નાના પ્રકા-રે થાય છે ને અનેક આવાગમનમાં આવતાં આવતાં અનેક જન્મનુ, રતી રતી પુણ્ય એકઠું થતાં પરમાત્મા કૃપાકરીને માનવદેહ આપેછે, તે એવા ઉદ્દેશથી કે એશરીરમાં સંયોગી (જીવ)પોતાના સ્વરૂપને પામવા પ્રયાસ કરે, એવા મુખ્ય હેતુથી

તે બાબતને અનુકુળ થવામાટે બીજમાં સર્વસંસ્કાર તો સંપુર્ણ સોંપેછે, માત્ર તેની સ્ફુર્તી માટે(જીવના)શેષપ્રારબ્ધ અને પુરૂષાર્થ બન્નેઉપર આધાર રાખે છે, (જીવ) તો મુળારંભથીજ (શીવ) જેવો શુદ્ધ બૂદ્ધ અને સદામુકત છે, પરંતુ તેની સાથેના સંસ્કારને લીધે તેને સંયોગી (જીવ) એ સંજ્ઞા મળી છે, જે સંસ્કારોને જેવો સંગ મળે તે પ્રમાણે તેમનો ઉદ્ભવ થતો જાય છે, ઉદાહરણ, શ્રીયોગવાષિષ્ટમાં ચુડાલાઆખ્યાન કરીને એક આખ્યાન છે, તેમાં વર્ણવેલછે કે–શિખિદ્વજ રાજાની રાણી મહાયોગીની ચુડાલારાણી પોતે સ્ત્રી અસ્તાં સદઉપદેશથી પાપ્ત થએલા પોતાના પુર્વના પુન્ય પ્રભાવે જ્ઞાન સંપાદન કરીને અષ્ટાંગસહીત રાજયયોગની રીતીએ સમાધી સાધીને જીવનમુકતની સ્થીતીમાં સ્થીર રહીને, રાજય વૈભવમાં આસકતીનો અભાવ રાખીને પોતાના પત્તાને પણ ઉપદેશ કરેલ છે, ને મદાલસાએ તો પોતાના ત્રણ પુત્રોને પારણામાંથીજ ઉપદેશ આપેલ છે કે "શુધ્ધોસી, બુધ્ધોસી, નીરંજનોસી, સંસારમાયા, પરીવર્જતોસી" અર્થ હે પુત્ર તું શુદ્ધ છે, બુદ્ધ છે, અને નીરંજન છે. સંસારનો સંસર્ગ નહીંકરતો, અને માયાનો પરીત્યાગ કરજે.

આ પ્રમાણે તેના પુત્રોનો જન્મ થતાંજ આવો હાલો ગાઇને પાયણામાંથી ઉપદેશ કરીને તેમને મોક્ષપદને પ્રાપ્તવાન કર્યા છે. મોક્ષ માટે તેણે પોતાના પુત્રોને પણ ઉપદેશ કીધો છે જુઓ આ સદસંગનું ફળ.

એથી ઉલટ ઉદારણ આ સંસારમાં એમ જોવામાં આવેછે કે અજ્ઞાની માતા પીતા પોતાના બાળકોને પાયણામાંથીજ અજ્ઞાનનું આવર્ણ અતીશય કરે છે. જેમકે અત્યંત ગરીબ અવસ્થામાં અજ્ઞાનથી પણ પોતાના પુત્રને એવો હાલો ગાય છે કે "ભાઇરે ભાઇને ભાઇ મારો મોટાનો જમાઇ" જે કેવળ [illegible] છે જેમકે એની એવી ગરીબાઇની સ્થીતીમાં એના

દીકરાને મોટાના જમાઇની પાસે ખવાસતરીકે રહેવાના સ્વ-માનો પણ સંભવ હોતો નથી, ને વાતો આવી મોટી મોટી મનાવે છે, ને નાના પ્રકારે આજ્ઞાન વધારે છે. જે સંસ્કારો દુ:સંગથી બળવત્ર થતા જઇ અજ્ઞાનનાં પડ અનેક વધતાં જાય છે. જેના પરીણામે પાછી ચોરાસીને પ્રાપ્ત થાય છે, માટે આપણને પ્રારબ્ધ સંધાને સીરૂથીજ સદસંગ સંપાદન થાય તો વધારે સારૂં અગર નહિ તો, જયારથી સમજાય ત્યારથીજ પણ સદસંગમાં સમર્પણ થવા પ્રયાસ પ્રારંભયો ને પોતાની પ્રજાને પણ તેમાં પાડી દેઇને પ્રથમ પુરૂષાર્થ કરવો તે નીચે પ્રમાણે:—

૧ સદસમાગમ સારો શોધી કાહાડવો.

૨ સદવિદ્યા સંપાદન કરવી.

૩ વિવેક વીરાગાદીક સાધન સાધ્ય કરવાં.

ને પછી પુર્વોકત તત્વજ્ઞાનના વિષયમાં બતાવ્યા પ્રમાણે સદગુરૂને શરણ થઇ શમદમાદી સાધનો સંપાદન કરી બ્રહ્મ-વિદ્યા ભણવી. તે ઉપલબ્ધી સુધી અવલોકન કરી, સન્માર્ગે ઉપર બતાવેલી સંપ્રજ્ઞાતસમાધી સાધવીને,તે,બને તો,યોગશા-સ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણેની વીધીએ અષ્ટાંગસહીત સમાધી સ-ધાય તો વધારે સારૂં. અગર નિશ્ચિંતપણે સંયમસમાધીદ્વારા અસંપ્રજ્ઞાતસમાધીનો અનુભવ આદરવો આ પ્રમાણે પુરૂષાર્થ વડે સાધનો પુરાં પ્રાપ્ત થઇ શકે તો યોગશાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણેની વિધીએ પુરાઅષ્ટાંગસહીત સમાધી સાધવી જેથી પ્રારબ્ધભોગપણ નહીં ભોગવતાં આ જન્મમાંજ કૃત્યકૃત્ય થવાઇ વિદેહ મુકતી મળે છે. ને બ્રહ્મલોકમાં વાસ્તવ્ય થાય છે, ને બ્રહ્મકલ્પપરીયંત વિદેહમુકતીના આનંદનો અનુભવ થઇ સ્વરૂપમાં મળાયછે.માટે એવોપુરૂષાર્થ અવસ્ય કરવો જોઇએ જો કદાપી કંઇ શેષપ્રારબ્ધના પ્રતીબંધે એ સાધનસંપજવાને નાજથવાય અને અષ્ટાંગસહીત સંપુર્ણ યોગ નાજસધાય તો પણ તેની વિશેષચીંતા નહીંકરતાં સંપ્રજ્ઞાતસમાધી સાધવા-

થી પણ જીવનમુકતની સ્થીતી પ્રાપ્ત થાય છે. માત્ર એ અવસ્થામાં અંતર એટલોજ છે કે અષ્ટાંગ સંપુર્ણસિદ્ધ થવાથી પ્રારબ્ધકર્મ એપણ કાયવ્યુહરચના વીગેરે પુરૂષાર્થથી સુખે નિઃશેષ નિરમુળ થાય છે માટે અષ્ટાંગની ઉણીવમાં માત્ર સંપ્રજ્ઞાત સમાધીથી જીવનમુકતી તો પ્રાપ્ત થાયછે. પણ આયુષ પુરૂ થતાં સુધીમાં જે શેષ પ્રારબ્ધ બાકી હોયતે જ્ઞાનીને પણ ભોગવવું પડે છે. ને જેમ અગ્નીના અંગારાને પાણી રેડવાથી ઉનાસઅળગી કરીને તરત ઓલવાઈ શકાય છે. અને પાણી તુરત નામળે તો તેને આઘો એક ખુણામાં કોરે મુકીછાંડવાથી ઉષ્ણતાનો અંકુર ધીમે ધીમે અવકાશ લેઇને એની મેળે વીરામ પામીને ઓલવાયછે. પણ તેને વીલંબ લાગેછે ખરો, તેમ અષ્ટાંગ સહીત અસંપ્રજ્ઞાત સમાધીને પ્રતાપે શેષપ્રારબ્ધનો સુખે સત્વર ક્ષય કરી શકાય છે ને શરીર છોડવાનું પણ સ્વેચ્છાનું સાર રહે છે. અને અષ્ટાંગના અભાવે સંપ્રજ્ઞાનસમાધીના બળથી જીવનમુકતીતો મળેછે, પણ સ્વેચ્છાએ શરીર છોડવાનું સામર્થ્ય સ્વાધીન નહી થતાં શરીર છુટતા સુધી શેષ પ્રારબ્ધજ્ઞાનીને પણ ભોગવવું પડે છે. આટલોજ અંતર છે. માટે હીંમત નહીં હારતાં નિશ્ચળ નિયમથી સતત આ જન્મનું આયુષ આવી રેહેતાં સુધી અસંપ્રજ્ઞાતસમાધી સાધેજવી જેના અતિ અભ્યાસવડે તે અસંપ્રજ્ઞાતસમાધીના પરીણામને પામતાં શેષ પ્રારબ્ધનો આપોઆપ ક્ષય થઈજશે અને સારા સંસ્કારો સદ્રઢ થઇ તેમનો, આ, અગર, અન્યજન્મમાં અકસ્માત ઉદ્ભવ થશે અને શેષપ્રારબ્ધનો પણ અક્ષેપ નહીંઆવતાં અકસ્માત એની મેળેજ આનંદનો અનુભવ ઉપજશે. ને પરિણામે નિર્વિકલ્પસમાધી જે પરમયોગ કેહેવાય છે તે સેહેજ સાધ્ય થઇને સંકલ્પ વીરહીત મન,આત્મસ્વરૂપમાં, રમમાણ થઈ બ્રહ્મમાંજ લીન થઈ જશે. એમ સદશાસ્ત્ર અને સદ્‌વીદ ગુરૂઓ સાક્ષ આપેછે.

**तथास्तु शुभंभवतु कल्याणमस्तु सर्वे जनाह सुखीनो भवंतु.**

**शांतिः शांतिः शांतिः**

# IGNORANCE.

Ignorance is the chief cause of bondage and the soul, though distinct, from the mind, senses, and the body; identifies itself, with, them. From this identification, it is that it conceives of some things as its own, and of other things as belonging to others; and that through the body it receives pleasure from this object, and pain from that. Hence there arises, in it, desire for what affords pleasure, and aversion from what produces pain. And by reason of desire and aversion, it engages in various good and evil works, from which accrue to it merit and demerit.

Then to receive requital, it has to pass to Eylsuim, or to Hell, and repeatedly to born and to die. The soul's identifying itself with the body and so forth, is the redical ingorance which involves the soul in bondage.

There are, however, several other species of ignorance, proceeding from this, and they all have the same effect. Such for instance, is the setting store by the things of this world, of Elysium and of other future abodes,

Again good works no less than evil works, contribute to bondage. The fruit of good works is happiness and yet they are called a cause of bondage, in as much, as they preclude the soul from being liberated. For the men of Knowledge regard emancipation as being the release. Release of the soul from the body, the mind, cognition, desire, &c. But good works, for the enjoyment of their desert, compel, the soul until their fruition is consumed, to abide in the body of a good, a man, or some other superior being; for of works, good or evil, it is impossible to evade the fruit. To go to Elysuim, and to be borne of a reputable stock, and to amass wealth, and the like, are the consequenoes of good works. But these consequences terminate as soon as the fund of merit which earned them is exhausted; and the very privation of them brings sorrow, which is misery. So long as the soul misapprehends, desire and aversion constantly affect it, the doing good and evil are unavoidable to it, and it has no escape from the gyration of births and deaths. Nor can any one forbear virtue, a cause of thraldom, and so escape thraldom; for, if, while still in mishapprehension, a man, otherwise than after

prescribed rules, relinquishes incumbent good works, constant and occasional, by so doing he commits evil. Such works may be given up only according to the rules of asceticism.

To free oneself from the fetters of both virtue and vice, right apprehension is the sole remedy.

Things beings so.

The release from transmigration, and all that it entails, can be achieved only by acquiring right apprehension. And right apprehension consists in the recognition, by the soul, of itself as distinct from the mind, the senses, the body, and all else.

This is the principal kind of right apprehension. But several other kinds are also necessary, as for instance, the disesteeming the things of this world and of the next and so on. To gain right apprehension one must study the Shastras, particularly, the Vedant Philosophy: and to this study clearness of intellect and heart is indispensable. To this end good works are recommended, such as sacrifice, alms, pilgrimages, repetition of sacred words, austirities, and the like; but to be performed without disire of Elysuim and other lower re-

